# પરાગ

સ્વ. વ્યોમેશચન્દ્ર જનાર્દન પાઠકજી
એમ. એ. એલએલ.બી.
બૅરિસ્ટર-ઍટ-લૉ.

યુગાન્તર કાર્યાલય · ગોપીપુરા · સુરત

• પ્રકાશક •

જયમનગૌરી વ્યો. પાઠકજી

ખપાટીયા ચકલા, સુરત

સંવત ૧૯૯૬

સન ૧૯૪૦



એક રૂપિયો

• મુદ્રક •

જશવંતસિંહ ગુલાબસિંહ ઠાકોર

'સુરત સિટિ' પ્રિન્ટિંગ પ્રેસ

ચૌટા પૂલ પાસે, સુરત

# બે બોલ

તીવ્ર, સૌમ્ય કે માદક એમ એકજ પ્રકારનો નહિ પણ અનેક પ્રકારનો પરાગ આ સંગ્રહમાં છે. માત્ર વિવેચનના લેખો આ પુસ્તકમાં આપવા વિચાર હતો, પરંતુ બધાય લેખ ભેગા થાય ને વર્ગીકરણ કરું એ ધારણા પાર પાડતાં તો વર્ષોનાં વર્ષો નીકળી જશે; ને કદાચ આ પુસ્તક છપાશેજ નહિ એમ લાગતાં જે હાથ આવ્યું તે આપુ છું.

આમાંના બધાય લેખો કોઈ ને કોઈ સ્થળે છપાયલા છે, પણ કેટલાક ક્યાં છપાયા કે કયા વરસમાં છપાયા તેની બરાબર માહિતી મેળવી શકી નથી, એટલે તે નથી આપ્યું.

આ પુસ્તકમાં પ્રકટ કરવાને વીર કવિ નર્મદની અને કવિશ્રી નાનાલાલની છબીના બ્લૉક આપ્યા તે માટે 'પ્રતાપ'ના તંત્રી રા. કાલિદાસ સેલતનો આભાર માનું છું.

સ્વ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના બ્લૉક માટે આભાર માનું — પણ મારા માતામહની છબી ને મામાજી પાસે માગું એમાં એવી આભારવિધિની આવશ્યકતા નથી.

જયમનગૌરી પાઠકજી

# અનુક્રમણિકા

જયંતીમાં ગુણ અને દોષ બેઉનું વિવેચન કરવામાં કશું અયુક્ત નથી છતાં કવિ નર્મદના ચારિત્ર્યના દૂષણ પરત્વે પરિસ્થિતિ ધ્યાનમાં લઈને કશું નહિ બોલું તેમજ નર્મદ–દલપતરામની સ્પર્ધા વિષે પણ ચર્ચા નહિ કરૂં; કારણ કે સાહિત્ય કરતાં લોકને સાહિત્યકારોમાં વધુ રસ હોય છે ને તેથીયે વધુ રસ સાહિત્યકારોની સાઠમારીમાં હોય છે એ વૃત્તિને પોષણ આપવાની જરૂર નથી.

વિશેષણો વાપરતાં મને સંકોચ થાય છે, કારણ કે વિશેષણો વાપરવાં સહેલાં છે પણ તેનું સમર્થન કરી તટસ્થ વિદ્વાનોને સંતોષવા એ ઘણું અઘરૂં છે. બીજી બાજૂથી વિવેચન એટલે વિશેષણોની પરંપરા એ મુશ્કેલી છે; તેથી નર્મદની સાહિત્યપ્રવૃત્તિ સર્વદેશીય હતી એટલું કહી એ એકજ વિશેષણનું સમર્થન કરીશ.

સાહિત્યનાં કાવ્ય, નાટક, નવલ, સંવાદ, નિબન્ધ આદિ અનેક અંગો છે તેમાં કવિતા એ શ્રેષ્ઠ છે તેથી કવિ તરીકે નર્મદે કેવી કીર્તિ મેળવેલી તેનોજ પ્રથમ નિર્દેશ કરતાં બે સમર્થ સાક્ષરોના મત આપણે રજુ કરીશું: (૧) સ્વ. નવલરામભાઈનો ને (૨) સ્વ. કવિ કાન્તનો. નવલરામનો મત એક વાર એવો હતો કે પ્રેમાનન્દ કરતાં પણ નર્મદ ચઢે! સ્વ. કાન્તે ૧૯૦૯માં 'કલાપીનું જીવન' એ વિષે એક વ્યાખ્યાન આપતાં કહેલું કે "છેલ્લા જમાનામાં આપણને એકજ સર્વોપરિ કવિ મળ્યા. એ સર્વોપરિ કવિને આપણો આખો દેશ જાણે છે—હૃદયથી ચાહે છે. તે કવિ નર્મદાશંકર, કવિ દલપતરામ નહીં. જે કવિતા લખે તે કવિ એમ નથી." આ બે મતોની તુલનામાં ન પડતાં એટલુંજ કહીશું કે મીરાંબાઈને બાદ કરી ગુજરાતના પહેલા પાંચ કવિ ગણાવીએ તો તેમાં નર્મદનું સ્થાન આવે ખરૂં.

નર્મદની વાણી પ્રાસાદિક છે. જુસ્સો એ એનું પ્રધાન લક્ષણ છે; પણ તે ઉપરાંત એની કલ્પનામાં સૌરભ ને સૌન્દર્ય, માર્દવ માધુર્ય વગેરે કાવ્યગુણો ઓછાવત્તા પ્રમાણમાં છે તે પુરવાર કરવાને તો નર્મકવિતાનાં અનેક કાવ્યો અત્રે ટાંકવાં પડે, તે કરાય એમ નથી. એનાં લગ્નગીતો સુંદર છે. સુરતમાં તે બહુ લોકપ્રિય છે. દેશગીતો લખવામાં નર્મદ પ્રથમ હતો એટલુંજ નહિ પણ આપણા સહુ કવિઓની મોખરે છે. 'જય જય ગરવી ગુજરાત' એ એકજ કાવ્ય લખ્યું હોત તોએ નર્મદ આપણા પ્રાંતમાં અમર થઈ જાત. એનાં પ્રેમકાવ્યોમાં કેટલાંક ઠીક છે પણ

વર્ણનકાવ્યોમાં એ વધુ દીપે છે. તેમાં વનવર્ણનનો આરંભ તો વર્ડઝવર્થ જેવા મહાકવિનાં કાવ્યોની કોટિમાં આવે એવો છે. એની કેટલીક કવિતા ગદ્ય જેવી છે એ ખરૂં, પરંતુ એના સમયમાં કવિતા એ વાંચવા કરતાં સાંભળવાનો વિષય વધુ ગણાતો હોવાથી એનો દોષ કાઢવા કરતાં આંકણીનું ધોરણ બરાબર નક્કી કરવું વધુ જરૂરનું છે. અંગ્રેજી કાવ્યોમાંથી રૂપાંતર કરવાની પણ એણેજ પહેલ કરી હતી.

નર્મદ એ આપણો પ્રથમ શ્રેષ્ઠ કોશકાર છે. એણે બે કોશ લખ્યા છે—નર્મકોશ ને નર્મકથાકોશ. ગુજરાતી સાહિત્યનું વિશાળ ને ઉંડું જ્ઞાન તથા અસાધારણ ભાષાભક્તિ હોવાથી કોશની જરૂર છે એવી એને ખાતરી થઈ. તે વેળા કોઈ મંડળો નહોતાં કે મદદ કરે એટલે આ મહાભારત કાર્ય એણે એકલે હાથે ઉપાડ્યું ને અદ્‌ભુત ખંત ધીરજ અને ઉદ્યોગથી તે પૂરૂં કર્યું. વળી પુરાણો ને ઉપ-પુરાણોનો અભ્યાસ કરી આપણાં પૌરાણિક પાત્રોનાં ચરિત્રોના સાર રૂપ એક ‘કથાકોશ’ પણ એણે લખ્યો છે. એનો અને એક મરાઠી કોશનો સમન્વય કરી હાલ રા. દેરાસરીએ પૌરાણિક કથાકોશ છપાવ્યો છે. નર્મદની પ્રતિભાનો પુરાવો જોઈતો હોય તો એના બે કોશો ધરીએ તો બસ થાય.

આવુંજ મંગળકાર્ય એણે પીંગળ પરત્વે કર્યું છે. આપણી ભાષામાં પીંગળ લખાયું નહોતું; પણ કવિને કાવ્ય રચવાનો એટલો શોખ હતો કે પીંગળ શીખવાને એમણે ભારે જહેમત ઉઠાવી હતી. ગમે તેવા માણસોની ખુશામદ

કરી, પૈસા ખર્ચી, મુસાફરીઓ ખેડી એમણે પીંગળ શીખી લીધું અને તે પછી તે સઘળું પુસ્તકાકારે છપાવ્યું. 'રણપીંગળ' રણછોડભાઇએ છપાવ્યું છે તે વધારે સારૂં છે; પણ નર્મદ મંગળનેતા (પાયોનિયર) હતો તે ભૂલવું ન જોઇએ. એજ પ્રમાણે એણે અલંકાર પર પણ નાનું-સરખું પુસ્તક રચ્યું છે તે પણ પ્રાથમિકજ છે. એમના શિષ્ય કવિ સવિતાનારાયણે 'અલંકારચંદ્રિકા' રચી છે તે વધારે ચઢિયાતો ગ્રંથ છે. નાનું સરખું વ્યાકરણ પણ નર્મદે લખેલું ખરૂં. રસની મીમાંસા પણ એણે કરી છે. 'મારી હકીકત' નામે પહેલી આત્મકથા ગુજરાતીમાં એણેજ લખી છે, પણ તે પુસ્તકનો પછીથી ફેલાવો થતો એણે અટકાવ્યો હતો. એણે ત્રણ નાટકો પણ લખ્યાં છે તે સાધારણ છે. સંશોધન પણ એણે કર્યું છે. દયારામને બહાર લાવવામાં એનો હિસ્સો બહુ છે.

નર્મદના દેશાભિમાનમાંથી જેમ ભાષાભક્તિ ઉદ્ભવી ને એ પ્રથમ પંક્તિનો સાહિત્યકાર બન્યો, તેમ બીજી પાસથી એણે સંસારસુધારાનો ઝુંડો ફરકાવ્યો. એ કાર્યમાં એના વ્યક્તિત્વનું પ્રધાન તત્ત્વ જુસ્સો આપોઆપ ખીલી ઊઠ્યું. એમાંથીજ એ ગુજરાતી ગદ્યનો પ્રથમ પ્રણેતા પણ થયો. એણે મંડળીઓ સ્થાપીને ભાષણો કરવા માંડ્યાં. નવલરામ એને એના સમયનો શ્રેષ્ઠ વક્તા કહે છે. 'ડાંડીયો' નામનું પેપર કહાડીને પત્રકાર તરીકે એણે ભારી નામના મેળવી. તે વેળા 'ડાંડીયા'ની પ્રતિષ્ઠા એવી હતી કે ભલભલા જાહેર પુરુષો એમાં ટીકા આવે એથી

ડરતા. એની શૈલીમાં વેગ અને જુસ્સો છે ને સરલતા અને સચોટતા પણ છે. ગુજરાતી લખાણને શિષ્ટ ગદ્યની કોટિમાં મૂકનાર એની શૈલી હતી. જે પ્રથમ કાવ્ય લખે તે કવિતાના પિતા નથી, પણ પ્રથમ મહાકવિ તેજ પિતા ગણાય, તેવી રીતે પ્રથમ ગદ્ય લખનાર નહિ પણ પ્રથમ શૈલીકારજ ગદ્ય સાહિત્યનો પિતા ગણાય છે. નર્મદ એ આપણા ગદ્યના પિતા છે તે આ રીતે. એણે અનેક કાર્ય ઉપાડ્યાં તેથી એની ભાષા ખડબચડી ઘણે સ્થળે દેખાય છે. આજે સાધારણ લેખકો ન કરે એવી ભૂલો એ કરે છે પણ ગદ્યનું મંગલાચરણ કરનાર એ હતો એ ભૂલવાનું નથી.

સુરત પર એને અજબ પ્રેમ હતો તેથી પ્રથમ સુરતની મુદ્દાસર હકીકત લખ્યા પછી એણે જગતનો ઈતિહાસ લખવાનું મહાકાર્ય ઉપાડ્યું. 'રાજ્યરંગ' લખવાને એણે અસંખ્ય પુસ્તકો વાંચ્યાં એથી એના વિચાર ઠરેલ બન્યા. સુધારાનો વેગ ધીમો કેમ છે તે તથા દિશામાં દિગ્વસ્ત્ર પહેરી જવાય છે તેમ કાળમાં નથી જવાતું એમ તેઓ સમજ્યા હતા. ભૂતકાળ આપણે માથે સદા ઝઝુમે છે એમ માની એનો જુસ્સો ઠંડો ન પડ્યો પણ તેની દિશા બદલાઈ. તે ભવિષ્યપ્રેમીજ હતો તેને બદલે ભૂતદર્શી પણ થયો. આ મહા પરિવર્તનનું પરિણામ તે 'ધર્મવિચાર'. એ ગ્રંથમાં એની શૈલી પ્રૌઢતા પામે છે. નિડરતાની તો એ મૂર્તિ હતો. એ માનતો તેમ કહેતો ને કહેતો તેમ કરતો. વિધવાએ પુનર્લગ્ન કરવું જોઈએ એમ કહીને એ બેસી નહોતો રહ્યો. એણે પોતેજ પુનર્લગ્ન કરેલું. આજ

પ્રકૃતિને વશ થઈ એણે પોતાના વિચાર ફર્યા તે ઘંટનાદ કરીને સૌને સંભળાવ્યા. આમાંજ એની ખરી મહત્તા છે ને નવલરામ એને આ બદલ ધન્યવાદ આપે છે તે સાથે બધાજ સંમત છે. નર્મદ બે નથી પણ એકજ છે. એના વિચાર પૂજ્ય મહર્ષિ દયાનંદ જેવા નહોતા થયા. એના છેવટના વિચારોમાં ને મણિલાલના વિચારોમાં બહુ ફેર નહોતો. મણિલાલનેજ એણે પોતાનો સંસારસુધારા પક્ષના નેતાનો ઝભ્ભો મરતાં પહેલાં પહેરાવ્યો હતો. આ નિડરતા જેવી તેવી ન કહેવાય.

ઇમર્સન મહત્તાના ત્રણ ગુણો ગણાવે છે, તેમાં પ્રથમ સ્થાન નિડરતાને આપે છે. કારણ સાચી નિડરતા બહુજ વિરલ છે. જો એ વિરલ ન હોત તો વીરો પાછળ દુનિયા ગાંડી ન થાત. નર્મદ નિડર હતો માટેજ એ વીર કવિ નર્મદ કહેવાતો. પણ વીરતા ઉપરાંત એનામાં સત્યપ્રેમ હતો. સત્યવકતૃત્વ અને સત્યપરાયણતા વચ્ચે ભેદ છે, પણ હમણાં હમણાં એ સ્પષ્ટ ભેદ ઘણા ભૂલી જાય છે. સાચુંજ બોલવું એ એક વાત છે, પણ સત્યની શોધમાંજ સદા મચ્યા રહેવું એ બીજીજ વાત છે. સત્યવાદી થવા કરતાં સત્યનુંજ સેવન કરવું એ ઘણું દુર્ઘટ છે. નર્મદ સત્યનો પરમ ઉપાસક હતો. 'વીર સત્ય ને રસિક ટેકીપણું અરિ પણ ગાશે દિલથી' એમ લખીને એણે પોતાના ચારિત્ર્યના ગુણોનુંજ દોહન એક લીટીમાં કરી નાંખ્યું છે. એની વીરતા અને સત્યતાના બે દાખલા આપણે જોઈશું. એક તો નર્મકોશની અર્પણપત્રિકાનો પ્રસંગ. જે શેઠ પાસેથી છપાવવાનો ખર્ચ મળે એમ હતું તેમની

પડતી થઈ છતાં નર્મકોશ એણે તેનેજ અર્પણ કર્યો. એ ટેકનો પ્રકાર કેવો હતો એની કદર કરવાને એનો બીજો એક ટેક જાણવો જોઈએ ને તે એ કે નોકરી ન કરવી પણ કલમનેજ ખોળે બેસવું. સરસ્વતી કંઈ અન્નપૂર્ણા નથી એટલે નિર્ધનતાનાં અપાર દુઃખ એણે ભોગવ્યાં તે વર્ણવાય એમ નથી. આખરે ચોવીસ વરસે નોકરી લેવી પડી ત્યારે એને એટલું લાગી આવ્યું હતું કે એ પછી મરતાં સુધી એ એક વાર પણ હસ્યો નહોતો. આવું સ્વમાન હોય તોજ સ્વદેશાભિમાન તેમાંથી પ્રગટે. તત્ત્વતઃ, આત્મદર્પ અને આત્મશ્રદ્ધામાં ભેદ છે પણ એ બેઉનું વ્યક્ત સ્વરૂપ ઘણી વાર એટલું સરખું હોય છે કે શત્રુ ને મિત્ર પોતપોતાની દૃષ્ટિએજ અમુક વર્તનને નીરખે છે. જેને જેવો લાગે તેવો પણ નર્મદ તો એકજ છે, બે નથી.

ગુજરાતી સાહિત્ય તરફથી જગતના સાહિત્યમાં આપણે શું ધરી શકીએ એના જવાબમાં આપણે કાંઈક કહી શકીએ એમ છે. અમુક કવિનું અમુક કાવ્ય કે અમુક ગ્રંથ એમ જોવાને બદલે જરા જુદી રીતેજ આ પ્રશ્નનો ઉત્તર આપીએ. (૧) પ્રથમ તો મીરાંબાઈ—હિંદી ને ગુજરાતી બેઉ ભાષામાં પ્રખ્યાત થયેલી આ પરમ ભક્ત જગતની સર્વ સ્ત્રીકવિઓમાં અગ્રસ્થાન લે છે. આ બાબત આપણે સગર્વ ગણાવી શકીએ એમ છે. (૨) આપણા રાસો અજોડ છે એમ સહુ કહે છે તે. (૩) નર્મદનો અખિલ અક્ષર દેહ—અમુક કાવ્ય કે ફકરો નહી—પણ એનું સમગ્ર મંગલકાર્ય. એ જોઈશું તો કોઈ સાહિત્યનો આવો સર્વદેશીય મંગલનેતા જોવામાં

નહિ આવે. નર્મદથી મોટા કવિઓ આપણામાં છે, એનાથી મોટા શૈલીકારો પણ છે પરંતુ આપણો સહુથી મોટો સાહિત્યકાર તો હજુ એજ છે. દયાનંદ ને ગાંધીજીની હરોળમાં બેધડક મૂકી શકાય એવો પણ એજ છે. એની સ્મૃતિ આપણાં હૃદયોને અનેક મંગળ કાર્યો કરવા પ્રેરો!



વિવેચક નાનાલાલ એ મારો વિષય છે. દસ મિનિટમાં વિષયને ન્યાય નહિ આપી શકાય, પણ કવિશ્રીને તો ન્યાય આપી શકાશે. દલીલો લાંબી હોય છે ને ચુકાદા ટુંકા હોય છે, છતાં મુદ્દાની વાત ચુકાદામાં આવી જાય છે. મારે કરવાનું છે વિવેચનો પર વિવેચન, તેમાં ગુણદર્શન એજ અત્રે મુદ્દાની વાત છે. આનું કારણ ઘણું સારૂં ને જાણીતું હોવાથી, એક ભારી નામના ઓથા હેઠળ કહું છું.

'પશ્ચિમના પંચમહાવિવેચકો તે એરિસ્ટૉટલ, લૉન્જિનસ, લેસિંગ, સૅંટ બવ ને કૉલરિજ.' એમાંથી કૉલરિજ યુવકોને શિખામણ આપે છે, કે કોઈ પણ વસ્તુના દોષો જોઈને તેની તુલના કરવી એ ડહાપણ ભર્યું નથી—તે ચીજના ગુણો શોધી કાઢવાનો પ્રયત્નજ પ્રથમ આદરવો જોઈએ.' અત્યારે તો આ સલાહ ખાસ પ્રસંગોચિત થઈ પડે એમ છે.

કૉલરિજ કવિ હતો ને વિવેચક પણ હતો. વૉલ્ટર પેટર ધારે છે કે કવિ તરીકેજ એ અમર રહેશે, પણ પ્રો. સેઇન્ટ્સબરી એમ માને છે કે વિવેચક તરીકે એનું પદ ઘણું વધારે મોટું છે. કવિ નાનાલાલ વિશે આવો મતભેદ નથી. એમની કવિતા પરજ એમની કીર્તિ અત્યાર સુધી તો અવલંબે છે એ નિઃસંશય છે. કવિ હોવા છતાં એમણે વિવેચનો પણ લખ્યાં છે તેમાં નવાઈ જેવું કશું નથી. આપણા સાહિત્યમાં તેમજ પરસાહિત્યોમાં અનેક કવિ–વિવેચકો થઈ ગયા છે. બૉદલેર તો એમજ કહે છે કે દરેક મહાન્ કવિ સ્વાભાવિક રીતે વિવેચક થયા વિના રહેતોજ નથી, પછી તે વિવેચક તરીકે પ્રતિષ્ઠિત સ્થાન મેળવે છે કે નહિ એ જુદી વાત છે.

પ્રસ્તુત વિષય પર પહેલો સવાલ એમ થાય છે કે રા. નાનાલાલ વિવેચક તરીકે કેવા છે–સારા કે સાધારણ? આ સવાલ સાધારણ લાગે છે પરંતુ વિવેચનશાસ્ત્રની દૃષ્ટિએ એનો જવાબ દેતાં પહેલાં અનેક અસાધારણ પ્રશ્નોની ચર્ચા કરવી પડે એમ છે. કોઈ પણ વિવેચકને પ્રતિષ્ઠિત સ્થાન આપતાં પહેલાં, તેનામાં મૌલિકતા કેટલી છે, મૌલિકતા ન હોય તો પરાયા સિદ્ધાંતોને તે કેવી ખુબીથી ઘટાવે છે, તે કઈ પદ્ધતિ ગ્રહણ કરે છે, એ પદ્ધતિ પ્રમાણે થયેલી વિવેચના કઈ કોટિની છે, તેના સિદ્ધાન્તોને અવલંબી કોઈ કળાકૃતિઓ સર્જે તો તે કેટલે અંશે સફળ થાય એમ છે, અન્ય વિવેચકોને મુકાબલે તે કેટલો દીપે છે, તેનામાં આનુષંગિક ઉત્કૃષ્ટતા છે કે નહિ, વગેરે વગેરે પ્રશ્નોની

ચર્ચા કરવી પડે. 'સાહિત્યમન્થન'ની પ્રસ્તાવનામાં રા. નાનાલાલે નિરાંતે લખીજ દીધું છે કે હું વિવેચક હોવાનો દાવો કરતો નથી પછી આવી ચર્ચાનું પ્રયોજન રહેતું નથી.

આ સદીની શરૂઆતથીજ, પત્રકારિત્વની પ્રગતિ, સાહિત્યપરિષદ્‌ની સ્થાપના, સ્વદેશી, સ્વરાજ્ય ને અસહકારની પ્રવૃત્તિ વગેરેને લીધે ગુજરાત ગદ્યનો વિકાસ સાધવા મથતું રહ્યું છે. આપણા મુખ્ય કવિઓ પચાસ વરસની ઉપરના છે એ આનો એક પુરાવો છે. આજ અરસામાં કવિ નાનાલાલે નવીન શૈલીમાં કાવ્યો લખવા માંડ્યાં, પણ પાછળથી ગુર્જરાત્માને નમન કરી 'ઉષા'માં એમણે સૂત્રાત્મક ગદ્યશૈલી કેળવી. એ શૈલીનાં પદલાલિત્ય ને ભૂષણવતી વાણીથી વાચકો મુગ્ધ થઈ ગયા હતા. એજ ભાષાશૈલી એમણે પોતાનાં વિવેચનોમાં રાખી છે તેથી 'સાહિત્યમન્થન' નામ યથાર્થ બન્યું છે. એમાં પ્રસ્તાવનાઓ અને ભાષણો રૂપી ચૌદ વિવેચનરત્નો છે. તેમાંનું કોઈક ચન્દ્રના જેવું સુંદર છે તો કોઈક કૌસ્તુભમણિના જેવું પ્રભાવન્તું છે, કોઈક પારિજાતકની પેઠે સુવાસમય છે તો કોઈક કામદુઘાની પેઠે પોષક તત્ત્વોથી ભરેલું છે—પણ એ ઉપમાઓ આગળ નહિ ચલાવીએ. સામાન્ય વાચક પણ એ પુસ્તક વાંચી શકે એમ છે, કારણ કે એની ભાષામાં પરિભાષાની વિપુલતા નથી. વિવેચનશાસ્ત્રના કંઈ કવિશ્રી અભ્યાસી નથી, છતાં વિવેચનના અભ્યાસીઓ પણ એમાં રસ લઈ શકે એમ છે. શુદ્ધ વિવેચન કહી શકાય એવું 'સાહિત્ય-

મન્થન'માં ઝાઝું નથી, ને છે તે પણ સાહિત્યના એકજ અંગ, કવિતાને લગતુંજ છે પણ તેની કિંમત ખરેખરી મોટી છે. ગેયતા અથવા છંદ નહિ પણ ડોલન એજ કાવ્યશૈલીનો આત્મા છે, એ નવીન સિદ્ધાન્ત એમણે માત્ર પાંચ પાનામાં સ્થાપિત કરવા પ્રયત્ન કર્યો છે, પરંતુ એ પાંચ પાનાં એવાં છે કે તેનું ખંડન કે મંડન કરવા પાંચસો પાનાં લખવામાં આવે તો અજાયબી ન થાય.

આ પરથી ફ્રેંચ કવિ રોન્સર્ડ યાદ આવે છે. રોન્સર્ડ પણ ખરેખરો મોટો કવિ હતો. એણે પણ નવા સિદ્ધાન્ત પર કવિતા રચી હતી અને તેયે પ્રજામાં કાવ્યની ભરતી નહિ પણ ઓટ હતી ને દેશની શક્તિઓ ગદ્ય તરફ વળી ચૂકી હતી ત્યારે. જૂના સાહિત્યનો એ વિરોધી નહોતો પરંતુ તેનો અભ્યાસ કરવાને બદલે નવું સાહિત્ય નિપજાવવા તરફ એનું વધારે લક્ષ હતું. એણે ઘણું વિવેચન કર્યું નથી પણ જે છે તે સારૂં છે. એની પ્રસ્તાવનાઓ બહુ પ્રસિદ્ધિ પામી છે. રા. નાનાલાલને આમાંનું કેટલું બધું લાગુ પડે છે? ઇતિહાસમાં બનાવોનું પુનરાવર્તન ઘણીયે વાર થાય છે પણ સાહિત્યવિવેચનના ઇતિહાસમાં આવાં પુનરાવર્તન જવલ્લેજ જડે છે.

'સાહિત્યમન્થન' તેમજ તે છપાયા પછી રા. નાનાલાલે આપેલાં કેટલાંક વિવેચનાત્મક ભાષણો પરથી એમની વિવેચનની પદ્ધતિ કેવી છે તે તથા તેના મુખ્ય ગુણો કયા છે તે શોધતાં મુશ્કેલી નથી પડતી. કવિશ્રી પ્રથમ તો હંસની પેઠે દરેક કૃતિમાંથી દૂધ ને પાણી છૂટાં પાડે

છે. વળી દૂધ કેવું છે, સારૂં કે નરસું, ગાયનું કે બકરીનું તે નક્કી કરે છે. દૂધ બકરીનું હોય તો એઓ કહે છે કે આ દૂધ બકરીનું છે, પીવું હોય તો પીઓ, નુકશાન નહિ કરે, પણ ગાયનું છે એમ માનવાની ભૂલ ન કરશો. ગાયનું હોય ને સારૂં હોય તો એઓ તેની મુક્તકંઠે પ્રશંસા કરે છે. ગાયને પ્રદર્શનમાં ઈનામ મળ્યું છે કે નહિ તે જાણવાની એઓ પરવા કરતા નથી. પરંતુ જો અંદર રોગનાં જંતુઓ હોય તો એઓ હાકલ વગાડે છે કે ભાઈઓ, આ દૂધ છે ગાયનું પણ અંદર જંતુઓ છે, માટે કોઈ પીશો નહિ. આ એમની પદ્ધતિ.

આટલા પરથી રા. નાનાલાલની વિવેચનાના ગુણોનું નિરૂપણ કરી શકાશે. એમનો પ્રથમ ગુણ–સારગ્રાહિતા. એઓ વ્યાપક દૃષ્ટિબિન્દુથી જીવનદર્શન કરે છે એટલે સારગ્રહણ કરવા તરફજ એમની વૃત્તિ રહે છે. નાની નાની સાક્ષરી ડાચાકૂટમાં એઓ પડતા નથી, પણ ઉદાર દૃષ્ટિએ કૃતિનું પરિદર્શન કરીનેજ સંતોષ માને છે. આ ગુણ વ્યવહારૂ પુરુષોને બહુ રુચે એવો છે. એમનો બીજો ગુણ–રસિકતા. જે શક્તિથી એઓ સાહિત્યસર્જન કરે છે તેજ શક્તિથી સાહિત્યવિવેચન કરે છે, કારણ વસ્તુતઃ એ બેઉ ક્રિયાના મૂળમાં એકજ શક્તિ રહેલી છે. આ શક્તિ તે રસિકતા. એ ન હોત તો એઓ કવિ તરીકે સફળજ ન થાત. સાહિત્યરસિકો એમના આ ગુણ તરફ આકર્ષાય છે. એમનો ત્રીજો ગુણ નિખાલસતા. કવિશ્રી કેટલુંક એવું જુએ છે કે જે આપણે નથી જોઈ શકતા, તેમ કેટલીક

વાર આપણે જોઇએ છીએ તે એઓ નથી જોઇ શકતા, પરંતુ એ તો પોતાને જે લાગ્યું તે નિખાલસપણે કહી નાંખે છે. પોતે એકલા પડી જશે એવી દહેશત એમને રહેતી નથી. આ ગુણ વિવેચકોને ખાસ પસંદ પડે એવો છે. એમનો ચોથો ગુણ–નિર્ભયતા. કવિશ્રીની હિંમત રણે ચઢ્યા રજપૂતના જેવી છે. નબળા પોચાને એ સતાવતા નથી, પટાબાજી કરી પોતાનું ચાતુર્ય બતાવતા નથી પણ સબળ શત્રુનું માથું ઉડાવવાનોજ એઓ પ્રયત્ન કરે છે. ઔચિત્યભંગ કરવાનો હક્ક મહાત્માને હોય કે મહા લેખકને હોય. કવિશ્રી મહાલેખક તરીકે આ હક્ક બજાવે છે. એમનો આ ગુણ આમવર્ગને બહુ પ્રિય થઈ પડે છે, કેમકે શુદ્ધ વાઙ્મય કરતાં શુદ્ધ વાક્પ્રહાર આ વર્ગને વધારે ગમે છે.

કોઈ પૂછશે કે આ ગુણો એમનાં વિવેચનોના છે કે એમના ચારિત્ર્યના? જવાબ એટલોજ છે કે બન્નેના. આનું કારણ જરા જાણવા જેવું છે. જેવું માણસ તેવી શૈલી એ સિદ્ધાન્ત કવિશ્રીનાં સર્વ લખાણોને લાગુ પાડીએ તો એમ લાગે છે કે નાનાલાલ બે છે–એક ભાવનાવિહારી કવિ નાનાલાલ, અને બીજા વ્યવહારવિહારી રા. નાનાલાલ. એમની કળાકૃતિઓમાં એમની ભાવનાની વિશિષ્ટતા જણાય છે તેમ એમનાં વિવેચનોમાં એમના વ્યક્તિત્વની વિશિષ્ટતા જણાય છે. આથી એમની વિવેચનાના મુખ્ય ગુણો ગણાવીએ ત્યારે એમનું ચારિત્ર્યનિરૂપણ થતું હોય એમ લાગે છે.

આમ છતાં નાનાલાલ તત્ત્વતઃ તેમજ પ્રધાનતઃ કવિ છે એ બાબત એમનાં વિવેચનો પરથી પણ દેખાઈ

આવે છે. વાસ્તવિક રીતે જોઈએ તો કવિ અને વિવેચકમાં બહુ ફેર નથી. પ્રતિભા અને કલ્પના બેઉને આવશ્યક છે. બેઉની પ્રવૃત્તિમાં ભેદ એ છે કે કવિ સંયોગીકરણ કરે છે ને વિવેચક પૃથક્કરણ કરે છે. નવલરામ ને મણિલાલ, રમણભાઈ ને નરસિંહરાવ વિવેચક તરીકે પૃથક્કરણજ કરે છે. રા. નાનાલાલ અહીં એમનાથી જુદા પડે છે. પૃથક્કરણની કડાકૂટમાં એઓ સાધારણ રીતે પડતાજ નથી. આથી વિવેચનક્ષેત્રમાં, કવિ નાનાલાલ રા. નાનાલાલ પર સવાર થઈને ફરતા હોય એવું લાગે છે. પરિણામે એમનાં વિવેચનોમાં એક અણધારી વિશિષ્ટતા સાંપડી છે તેનો અત્રે ઉલ્લેખ કરવો જોઈએ.

આધુનિક પાશ્ચાત્ય વિવેચના માટે એકજ વિશેષણ પસંદ કરવું હોય તો એમ કહેવાય કે એ સંસ્કારપ્રધાન (ઇમ્પ્રેશનિસ્ટિક) છે. હિદેરો એ પદ્ધતિનો પયગમ્બર ગણાય છે પણ એનો સૌથી પ્રખ્યાત પ્રતિનિધિ તો સેન્ટ બવ છે. લેખકને તેની કૃતિઓથી છૂટો પાડી, કૃતિઓ પોતાની પાસે લઈ બેસી, પોતાના પર પડેલા સંસ્કારોનું સજીવ ચિત્ર આલેખવું એ આ પદ્ધતિનો સિદ્ધાન્ત છે. કવિ નાનાલાલ પર આ બે લેખકોની જરા પણ અસર થઈ નથી, તેમ સ્વત્વનું ભાન ભૂલી પરકૃતિમાં લીન થઈ જવાની એમની પ્રકૃતિ નથી, છતાં યુગાત્માનો પ્રભાવ એવો છે કે એમનાં વિવેચનોમાં, ને તેમાંયે ખાસ કરી એમણે લખેલાં પુરોગામીઓના શબ્દચિત્રોમાં સંસ્કારપ્રધાન વિવેચનશૈલીના કેટલાંક તત્ત્વો દૃષ્ટિગોચર થાય છે.

વાસ્તવિક જગતનો એ યુગાત્મા, આદર્શસૃષ્ટિના વિલાસીને હવે ક્યાં દોરી જશે એ કહેવું મુશ્કેલ છે. કોલરિજે પૂર્વાવસ્થામાં ફિલસુફીનો અભ્યાસ કર્યો તેનું એક પરિણામ એ આવ્યું કે, ધર્મની સનાતનતા સાથે સંસ્કૃતિની વિવિધતાનો વિનિયોગ કેમ કરવો, નીતિની નિશ્ચલતા સાથે જીવનની સંકુલતાનો સમન્વય કેમ કરવો વગેરે કોયડાઓમાં એ જીંદગીભર મુંઝાયો. કવિશ્રીએ ઉત્તરાવસ્થામાં સાહિત્યનાં કાવ્યેતર અંગોનું અવલોકન કરવા માંડ્યું છે તેના કરતાં એઓ પોતાની કૃતિઓ પરજ વિવેચન કરશે તો તેને સાહિત્યરસિકો જરૂર વધાવી લેશે. એ કાર્યમાં નિષ્ફળ જવાનો સંભવ બહુ ઓછો છે, કારણ કે સર્જનની ધન્ય ક્ષણે રસસંવેદનની જે અપૂર્વ દશા કવિએ અનુભવી હોય તેનાં આછાં કે ઘેરા સંસ્મરણો તેમાં આવ્યા વિના રહેતાં નથી. આવાં સંસ્મરણોમાં કવિતાનું સૌથી મૂલ્યવાન વિવેચન જડી આવે છે એ જાણીતું છે. ઉદ્યોગની નિસરણી પર ચઢી, વિવેચનનું પ્રાંશુલભ્ય ફળ મેળવવાના લોભમાં પડવાને બદલે, એ ફળ એની મેળે પડતું હોય ત્યાંજ આમ જઈને ઊભા રહેવું એ વધારે લાભદાયી નથી? કર્મયોગી મહાપુરુષો ભલે યુગાત્માની સાથે યુદ્ધખેલન કરે, જ્ઞાનપરાયણ કવિજનને તો નિજાત્માનું નિયમનજ વધારે સહેલું થઈ પડે છે.



આજકાલ સાહિત્યપરિષદ વિશે લોકોમાં ઠીક ઠીક રસ ઉત્પન્ન થયો છે એટલે મુંબાઈમાં જે છેલ્લી બેઠક મળી હતી તે પર થોડાક વિચારો આપની સમક્ષ રજુ કરૂં છું. એ પરિષદનાં વર્ણનો તો આપનામાંના ઘણા જણે વાંચ્યા હશે. હવે તે પર મારા વિચારો શા છે તે જાણવાને આપ કોઈ પણ રીતે ઇંતેજાર છો એમ હું માનતો નથી, પરંતુ જે વયોવૃદ્ધ વિદ્વદ્રત્ન આપણી વચ્ચે આવીને બેઠા છે તેઓ મારા વિચારો સાંભળશે તેથી તેમનાં સંસ્મરણો કંઈક તાજાં થશે ને તે પરથી પોતે ચાર મહત્ત્વની બાબતો પર વિચાર કરશે તો આપણને સૌને લાભ થશે એમ માનીનેજ મેં આજે ભાષણ કરવાનું સ્વીકાર્યું છે.

પરિષદનાં વર્ણનો વાંચી તે પર અભિપ્રાય બાંધવો એ કોઈ સ્ત્રીનો ફોટોગ્રાફ જોઈને તેને પરણી બેસવા જેટલું

જોખમ ભરેલું છે. સાહિત્ય પરત્વે ગગનગામી કલ્પનાઓને વશ થવાની ઘણાને ટેવ હોય છે તેનું નિર્મૂલન કરવાનો સારામાં સારો ઉપાય એ છે કે પરિષદમાં હાજરી આપવી. પરિષદ વ્યાકરણમાં નારીજાતિ છે તે અકસ્માત્ નથી. પરિષદ હમેશાં દૂરથી પ્રેમપાત્ર ને પાસેથી પ્રહારપાત્ર લાગે છે, માટે વર્ણનો પર આધાર ન રાખતાં જાતેજ જવું એમ કરી હું મુંબાઈ ગયો હતો.

મહાવીર જૈનવિદ્યાલયમાં એ બેઠક રજાના અનુકૂળ દિવસોમાં ભરવામાં આવી હતી. પરિષદના બે વિભાગો કરવામાં આવ્યા હતા. પુરાણા પુસ્તકો વગેરેનું પ્રદર્શન બીજે માળે હતું, પુરાણા પંડિતો વગેરેનું પ્રદર્શન પહેલે માળે હતું. જડ કરતાં ચેતન પદાર્થોનું આકર્ષણ સ્વાભાવિક રીતે વિશેષ હોય એટલે સૌનું ધ્યાન પહેલે માળે જે પ્રવૃત્તિઓ થતી હતી તે પરજ ઠર્યું હતું.

પરિષદની શરૂઆત તો પુષ્કળ ઉત્સાહપૂર્વક થઈ હતી. જોઈએ તે કરતાં વધારે ગાયનો ગાવામાં આ ઉત્સાહ પ્રથમ વ્યક્ત થયો. 'જય જય ગરવી ગુજરાત'ના મંગળ સૂરો નીકળતાંની સાથે સૌથી પહેલા રા. બ. રમણભાઈ ને પછી આખી પરિષદ ઊભી થઈ તે ગાયન પૂરું થતાં સુધી ઊભીજ રહી. પાછળની કડીઓ ધીરે ધીરે ગવાતી હતી તે દરમ્યાન ઘણા જણાને ઊભાં ઊભાં એમ થયું હશે કે અંગ્રેજી રાજગીત વખતે કરવામાં આવે છે તેમ એકજ કડી ગવાય ને બધા બેસી જાય એવી પ્રથા પાડવામાં આવે તો કેવું સારું? એક બે બીજાં ગાયનો

થયા પછી એક ગવૈયો આવ્યો. અરસિકને રસાભિનિવેદન કરવાનું વિધિએ તેના લલાટમાં લખ્યું હશે તેથી બધિર લોક સમક્ષ કોકિલ મંજુલ સ્વરે કૂજન કરે છે તેવી રીતે એક બે કોમળ રાગિણી તે ગાઈ ગયો. રા. મનહરરામનું ગુર્જરી ગીર્વાણનું જયકીર્તન ગુર્જર સુન્દરીઓએ ગાયું તેણે સૌનું ધ્યાન ખેંચ્યું હતું.

નરસૈંયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવતી રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી;
દયારામના કોમળ કરથી લલિત બની શી લટકાળી,
નર્મદ, ગોવર્ધન, મણિલાલે કીધી સમૃદ્ધિશાળી
જય ગાઓ, જય ગાઓ.

આ રસમય પંક્તિઓમાં કાવ્ય અને સંગીતનાં ઉત્તમ તત્ત્વોનું મધુર મિશ્રણ થયેલું હોવાથી એ ગવાઈ ત્યારે સંગીતપ્રેમીઓ પુલકિત થઈ ગયા હતા.

પછી સ્વાગત સમિતિના પ્રમુખ રા. રા. કૃષ્ણલાલ ઝવેરીએ પ્રાચીન પ્રણાલિકા મુજબ અતિથિઓને અર્ઘ્યપાદ આપતાં કેટલાક સુચિંતિત વિચારો છટાથી રજુ કર્યા હતા. એમના ભાષણમાં ખાસ કરીને 'પરિષદનું કાર્ય' ને 'જમાનાની તાસીર' એ ફકરાઓ બહુ મનનીય હતા. તીવ્ર લાગણીથી ઉચ્ચારેલાં એમનાં કેટલાંક વચનો તો હૃદયમાં સોંસરાં ઊતરી જાય એવી સરળ અને શુદ્ધ શૈલીમાં લખાયલાં હતાં. ગુજરાત વિદ્યાપીઠમાં વસતા સાહિત્યના ઉત્કર્ષના અગ્રણીઓને વન્દન કરીને એમણે વિદ્વાનજ વિદ્વજ્જનના પરિશ્રમની

કદર કરી શકે છે તે સાબિત કર્યું હતું. ત્યાર બાદ રા. નરસિંહરાવે રા. બ. રમણભાઈને પ્રમુખ તરીકે નીમવાની રીતસરની દરખાસ્ત મૂકી ને રા. બ. કેશવલાલે તેને માર્મિક રીતે અનુમોદી. પરિષદના ભૂતપૂર્વ પ્રમુખો આવી દરખાસ્ત મૂકે એ પ્રણાલિકા પાડવા જેવી છે. રા. મટુભાઈએ 'આમવર્ગ તરફથી' આ દરખાસ્તનું સમર્થન કીધું. એ આમવર્ગ કયો ? આપણા જીવનમાં ન્યાતોના ભેદ છે તેથી તો આપણે ત્રાસી જઈએ છીએ ત્યાં વળી આપણા સાહિત્યમાં આ આમખાસનો નવો ભેદ પાડવાનું શું પ્રયોજન હશે ?

પછી રા. બ. રમણભાઈ પ્રમુખસ્થાને બિરાજ્યા. એમને દાંતની પીડા હતી તેથી ભાષણ વાંચવાનું દુઃખ એમનાં અર્ધાંગના સૌ. વિદ્યાગૌરીએ વહોરી લીધું, ને પ્રમુખનું છાપેલું ભાષણ અથથી તે ઇતિ સુધી એકસરખે અવાજે એઓ વાંચી ગયાં. એ ભાષણ કેવું હતું ? એના પર પુષ્કળ જાણવા જેવી ટીકાઓ થઈ છે. એક વિદ્વાન કહેતા હતા કે રમણભાઈ પાસથી જેવાં ભાષણની આશા રાખીએ તેવું એ હતું ! બીજાએ કહ્યું કે રમણભાઈ આના કરતાં વધારે સારૂં ભાષણ લખી શકયા હોત ! ખરૂં જોતાં, આ બે અભિપ્રાયો તો કોઈ પણ માણસના ભાષણ માટે આપી શકાય. ત્રીજો અભિપ્રાય એમ છે કે ૧૯૦૫માં રમણભાઈ આજ ભાષણ આપી શકત જેનો અર્થ શું એવો લેવાનો કે સાઠમે વરસે એમની બુદ્ધિ છે તેટલીજ ચાળીસમે વરસે હતી ? કોણ જાણે. આવા બેત્રણ અર્થ નીકળે એવા વિદ્વાનોના અભિપ્રાયો છોડીને પત્રકારોના અભિપ્રાયો

પર આવીએ. એક પત્ર લખે છે કે એ ભાષણમાં આશા નથી, ઉત્સાહ નથી, સંદેશ નથી! પણ પત્રકારોના અભિપ્રાયો જવા દઈએ. એક સ્પષ્ટ અભિપ્રાય એમ છે કે એમાં કથિતનું પુનઃકથન છે. અગાઉ રમણભાઈએ દર્શાવેલા તેજ વિચારો આમાં છે. આ વાત ખરી છે પણ પુનઃકથન કરવા જેવું કથિત હોય તો? પુનરુક્તિ એ પુનરુક્તિ છે એટલાજ કારણસર દોષરૂપ નથી બની જતી. કાલાનુક્રમે એ ભાષણ આઠમું હતું પણ ગુણાનુક્રમે એ આઠમું નહોતું. કેટલામું હતું એ પ્રશ્ન રસભર્યો છે પરંતુ અત્રે તે વિસ્તારથી ચર્ચવાને અવકાશ નથી. રમણભાઈના ભાષણનો કેટલોક ભાગ રા. બ. કેશવલાલ તથા રા. રા. નરસિંહરાવના ભાષણોના ઉત્તમ ફકરાઓની હરોળમાં મૂકી શકાય એવો છે. કેટલાક ફકરાઓમાં એમણે મર્મની બાણશય્યા બનાવી છે તે કેટલાકને અગમ્યજ રહેશે. અગમ્ય, કારણ કે કામબાણ તો જેને વાગ્યાં હોય તે જાણે પણ મર્મબાણની ખૂબી એ છે કે જેને વાગે તે નહિ પણ બીજાજ જાણે. એ ઉપરાંત એક અનુભવી કાર્યકર્તા તરીકે, સાહિત્યપરિષદના કાર્યક્ષેત્રની મર્યાદા એમણે બતાવી છે તે સાહિત્યસેવકોને માર્ગદર્શક ને સ્વપ્નદ્રષ્ટાઓને ભ્રમનાશક થઈ પડે એવી છે.

બીજે દિવસે સવારે થોડાક નિબન્ધો વંચાયા બાદ શેઠ પુરુષોત્તમે પ્રદર્શન ખુલ્લું મૂકવાની સર મનુભાઈને વિનંતિ કરતાં એક ભાષણ વાંચ્યું. આ ઇતિહાસપ્રેમી ને કલાપ્રેમી શેઠનું બીજા ધનવાનોએ અનુકરણ કરવું જોઈએ એમ કોણ નહિ ઇચ્છે? આપણી કલાની અવદશાથી સંતપ્ત

થયેલા હૃદયે એમણે કેટલાક સાચા ઉદ્‌ગારો કાઢ્યા હતા. શેઠ પુરુષોત્તમ લખવા ખાતર લખતા નથી પણ કંઈ કહેવાનું હોય છે ત્યારેજ લખે છે. એમના મનમાં જે છેલ્લું વક્તવ્ય હતું તે એમણે સરળ ને સીધી રીતે એમના ભાષણમાં કહી નાખ્યું ત્યાર પછી સર મનુભાઈએ પ્રદર્શન ખોલતા પહેલાં એક તેજસ્વી ભાષણ વાંચ્યું.

આપણી પરિષદોમાં એકાદેક લેખકનું ભાષણ સર્વપ્રિય થઈ પડે છે. પાંચમીમાં રા. નરસિંહરાવને, છઠ્ઠીમાં પ્રિ. આનંદશંકરને, સાતમીમાં મિ. ખબરદારને અને છેલ્લી બેઠકમાં સર મનુભાઈને એ સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. સર મનુભાઈ ક્વચિતજ બોલે છે અને બોલે છે ત્યારે એમની વિરલ વાણી સૌને મુગ્ધ કર્યા વિના રહેતી નથી. પ્રસ્તુત ભાષણમાં એમની કલાદૃષ્ટિ કેટલી ઉંડી છે ને વિચારસૃષ્ટિ કેટલી ઉંચી છે તે પદે પદે વ્યક્ત થતું હતું. કેટલાક તો એના અણધાર્યા સૌન્દર્યથી એટલા આશ્ચર્યચકિત થઈ ગયા હતા કે 'નેમે બાણાઃ શિખણ્ડિનઃ' એ પંક્તિ યાદ કરવા લાગ્યા હતા! સર મનુભાઈ જેને મુકાબલે શિખંડી બને એવો અર્જુન ગુજરાતમાં જન્મ્યો હોય એમ હું તો માનતો નથી. સર મનુભાઈએ શરૂઆતમાં 'પુરૂરવાએ જેવી રીતે ઉર્વશીની' એમ લખવાને બદલે 'દુષ્યન્તે જેવી રીતે શકુંતલાની' એમ લખ્યું છે. આમુખમાં આટલી ભૂલરૂપી એક તલ છે તે પર તો સમરકંદ ને બુખારા આપી દેવાનું મન થાય એવું એ ભાષણ સર્વાંગસુંદર છે. એમના પિતા રા. બ. નંદશંકરને એકનવલ નવલકાર કહેવામાં આવ્યા છે તેમ એમને એક

નિબન્ધ નિબન્ધકાર કહીએ તો તેમાં હવે કોઈ વિવેચક વાંધો નહિ ઊઠાવે. આ ભાષણથી ઘણા જણ તો એટલા સંતુષ્ટ થઈ ગયા હતા કે પ્રદર્શન જોવાની તેમને ઇચ્છા નહોતી થઈ.

એ પ્રદર્શન વિશે વધારે ન કહેતાં હવે પરિષદમાં નિબન્ધો વંચાયા હતા તે પરજ કંઈક વિવેચન કરશું. મુંબાઈમાં બીજે ને ત્રીજે દિવસે થોડાક પસંદ કરેલા નિબન્ધો વાંચવામાં આવ્યા હતા. નિબન્ધવાચન માટે ખાસ વ્યાસપીઠ બનાવવામાં આવ્યું હતું. કોઈક રસિક વ્યક્તિએ શારદાદેવીનું મનોહર ચિત્ર તે ઉપર ટંગાવ્યું હતું. લક્ષ્મીપુરના વ્યાપારી વાતાવરણમાં પણ નિબન્ધલેખકોએ તો સરસ્વતીને ચરણે ઊભાં રહેવું જોઈએ એમ એનો અર્થ હશે? કે વાગ્દેવી તો વિદેશમાં જઈને વસી છે ને અહીં એનું ચિત્રજ રહ્યું છે એમ એનો અર્થ હશે? ગમે તેમ હોય પણ એ ચિત્ર જેટલું સાંભળે તેટલુંજ પરિષદે સાંભળવાનો નિશ્ચય કર્યો હોય એમ લાગતું. આથી નિબન્ધવાચકોની સ્થિતિ દયાજનક થઈ પડી હતી. ભદ્રંભદ્ર કોર્ટમાં બોલ્યા હતા કે કહેવાનું તો અત્યન્તમ્ છે પરંતુ શ્રોતાઓનો અભાવ છે પણ પૃચ્છોછો તો શ્રૂયતામ્ એવોજ ભાવ મુખ પર રાખી હરેક જણ વ્યાસપીઠ પર આવતું હતું. સૌ. ચૈતન્યબાળા, સૌ. લીલાવતી અને સૌ. સરોજિનીએ પોતાના લેખો વાંચ્યા ત્યારે જરા શાંતિ રહી હતી. પણ એ કંઈ એમના વકતૃત્વને નહિ પણ નારીત્વનેજ આભારી હતું. બીજા લેખકો વખતે ઓછી વધતી ગડબડ ચાલુજ હતી. વિદ્વાનોજ સાંભળતા નહોતા પછી ઇતર જનને શું કહેવું?

આમ થવાનાં અનેક કારણો હતાં. પરિષદ મળી તે અરસામાં મધ્યસ્થ સમિતિની ચૂંટણી થઈ હતી તેને લીધે કંઈ કંઈ વિદ્વાનો વચ્ચે વૈમનસ્ય થઈ ગયું હતું. વળી વિષયસમિતિને લગતી વાતચિત ને વાટાઘાટમાં પણ વિવિધ વ્યક્તિઓ વ્યાપૃત થઈ હતી. વ્યવસ્થાપકોનાં ચિત્ત તો લગ્નસમયે કન્યાપક્ષનાં હોય છે તેવાં વ્યગ્ર બની ગયાં હતાં. શ્રોતાઓ તો કોઈ દેખાતાજ નહોતા. સૌ પ્રેક્ષકોજ દીસતા હતા. મારી પાસે બે જણ બેઠા હતા તે સૌ. લીલાવતી ભાષણ કરે તે 'જોવા' આવ્યા હતા. તેમાંના એકે પૂછ્યું કે રેશમી જ્યૉર્જેટ ને ગીપીયનની ચોળી પહેરીને પેલું બૈરૂં — બૈરી નહિ પણ બૈરૂં — ફરે છે તે કોણ છે? કપડાંનાં આવાં નવાં નામો સાંભળી હું વિચાર કરવા લાગ્યો કે એ ભાઈ કોઈ કળારસિક કાપડીઆ હશે? એટલામાં તેમના મિત્રે મૂળ પ્રશ્ન સુધારતાં કહ્યું કે ગીપીયનની ચોળી નથી પણ બ્લાઉઝ છે! આ બીજા સદ્‌ગૃહસ્થ કોઈ સાહિત્યરસિક દરજી હશે એમ હું કલ્પુ છું. પણ આટલેથીજ એ બે જણ અટક્યા નહિ. નિબન્ધો વંચાતા હોય ત્યારે મૌન રાખવું જોઈએ એમ બેમાંથી એકને ખબર નહોતી તેથી જુદા જુદા સાક્ષરોનાં નામ પ્રથમ જાણી પછી તેમનો ધંધો શો છે તે સવાલ તેઓ અસભ્ય રીતે પૂછ્યા જતા હતા. 'નરસિંહરાવ રોટલા ક્યાંથી ખાય છે?' 'કેશવલાલ પેટનો ખાડો શી રીતે પૂરે છે?' 'દેરાસરી દિવસમાં કેટલા પાડે છે?' એવા માથું ફેરવી નાંખનારા પ્રશ્નોની પરંપરા ચાલી હોય ત્યાં નિબન્ધો સાંભળવાની આશા રાખવી વ્યર્થ છે.

ખરૂં જોતાં પરિષદનું પરિષદપણુંજ માગી લે છે કે અનધિકારીનો અસંગ્રહ કરવો. પાશ્ચાત્ય પરિષદોમાં એમજ થાય છે પણ અહીં એનો બહિષ્કાર કરવો શકય પણ નથી તેમ ઇષ્ટ પણ નથી. તેમ પરિષદની ચાલુ બેઠક વખતે વિદ્વાનોના લેખો વાંચવા સિવાય તેને બીજું કયું રૂપ આપવું એ પણ નક્કી કરવું કઠણ છે. એક અભિપ્રાય એમ છે કે નિબન્ધોને વાંચેલા ગણી લેવા. નિબન્ધો વાંચવાની પ્રથા બંધ પાડીએ તો નિબન્ધો આવતાજ અટકી જશે એ ભય તો દૂર રહ્યો પણ પછી 'બીજો શો તમાશો ગોઠવવો' એ સવાલ પણ ઊભો થાય છે. આ પ્રશ્નનું આમ મૌલિક રીતે નિરાકરણ થઈ શકે એમ નથી એટલે નિબન્ધવાચન સફળ કરવાના અનેક ઉપાયો સૂચવવામાં આવે છે. જેમ કવિ એક ને ગાયક બીજો તેમ નિબન્ધલેખક ને નિબન્ધવાચક જુદા હોવા જોઈએ એમ સૂચના પણ કરવામાં આવે છે. ખબરદારનું ગીત જેમ લલિતે લલકાર્યું તેમ મિ. સંજાણાનો નિબન્ધ રા. ચંદ્રશંકર વાંચે એવી ગોઠવણ પણ સૌને નહિ રૂચે. નિબન્ધો છાપીને વહેંચાય એમ કહેવું સહેલું છે પણ કરવું મુશ્કેલ છે. સાક્ષરો વખતસર નિબન્ધો ન મોકલે તો વ્યવસ્થાપકોએ શું કરવું? નિબન્ધો લખાય એ પ્રધાનકાર્ય ને વંચાય એ ગૌણ કાર્ય છે આ ખરૂં છતાં પરિષદમાં નિબન્ધવાચન વખતે અવ્યવસ્થા ચાલી રહે ત્યારે પરિષદ બરાબર કામ નથી કરતી એવો ભાસ થાય છે. નિબન્ધવાચન સફળ કેમ થાય તે પર નિબન્ધો મંગાવવા જોઈએ એમ મુંબાઈની પરિષદ જોયા પછી મને તો વિચાર આવ્યો હતો.

નિબન્ધવાચનને બાજુએ મૂકીએ. આઠમી પરિષદમાં નિબન્ધલેખન કેવું થયું હતું? એ પ્રશ્ન ઘણો અગત્યનો છે. વિદ્વાનોના વિચારોનો વિનિમય થાય માટે તો પરિષદ મળે છે એટલે એ વિચારો મૂલ્યવાન છે કે નહિ તે પર તો ખાસ લક્ષ આપવું જોઈએ. ત્રીજી પરિષદમાં પ્રો. ઠાકોરે ઉત્તમ નિબન્ધો મંગાવવા તરફજ ખાસ ધ્યાન આપ્યું હતું ને ભગીરથ પ્રયત્ન કરી એ કાર્ય બહુ ઉત્તમ રીતે કર્યું હતું. છેલ્લી પરિષદમાં રા. બ. કેશવલાલ, પ્રો. ઠાકોર, પંડિત સુખલાલ આદિ વિદ્વાનોએ ભાવનગરની માફક નિબન્ધો મોકલ્યા નહોતા. નિબન્ધસમિતિએ પોતાના કાર્યનો અહેવાલ રજુ કર્યો નહોતો એટલે કયા કયા વિષય પર કોણે કોણે નિબન્ધો મોકલ્યા હતા તે ખબર નથી. તેમ આવેલા નિબન્ધો કેવા હતા તે વાંચ્યા વગર કંઈ પણ અભિપ્રાય નજ આપી શકાય. નામ પ્રમાણે હમેશાં કામ નથી હોતું છતાં શિષ્ટ લેખકોના નિબન્ધો સારાજ હશે એમ માની લઈશું. પરિષદ મળે ત્યારે નિબન્ધો છપાયા નથી હોતા એટલે તે પર કંઈ વિવેચન નથી થતું ને બેત્રણ વરસ બાદ તે છપાય ત્યારે નવી પરિષદ પર ટીકા કરવામાં બધા ગુંથાયા હોય છે. પરિણામે નિબન્ધો હમેશાં અભરાઈ પર જઈને પડે છે. આ શોચનીય સ્થિતિ સુધરે તોજ સરસ્વતીની સેવા કરવાનો પરિષદનો મૂળ ઉદ્દેશ પાર પડ્યો ગણાય. નિબન્ધો વિશે વિશેષ ન કહેતાં હવે વિષયસમિતિ પર આવીએ.

પહેલે દિવસે સાંજે વિષયસમિતિ મળી ત્યાં પરિષદ અને પરિષદમંડળના સંબંધ પરત્વે બંધારણના અભ્યાસી

પ્રો. બળવંતરાય ઠાકોર ને કાયદાના અભ્યાસી રા. કનૈયાલાલ મુનશી વચ્ચે ભારી રસાકસી થઈ હતી. એ વિસ્મરણીય વ્યતિકરનો અહીં વિગતવાર ઉલ્લેખ કરવાની જરૂર નથી. કોઈ પણ બંધારણ એવું હોતું નથી કે જેમાં સુધારા ન સૂચવી શકાય. કાગળ પર ગમે તેવું ઉત્તમ બંધારણ રચાયું હોય છતાં દરેક સંસ્થાની કાર્યસિદ્ધિનો ખરો આધાર કાર્યવાહકો કેવા છે તે પરજ છે એ સૂત્ર, પરસ્પર અવિશ્વાસ હોય ત્યાં ભૂલી જવામાં આવે એટલે નિરર્થક કાલક્ષેપ થયા વિના નજ રહે. તેમાં વળી નયશાસ્ત્ર અને ધારાશાસ્ત્રથી અનભિજ્ઞ પુરુષો સિદ્ધાન્તોને બદલે વ્યક્તિને અનુસરીને મત આપ્યા જતા હતા એટલે રાતના સાડાબાર વાગી ગયા. બીજે દિવસે બપોરે સમયને અભાવે તોડજોડની નીતિ સ્વીકારવામાં આવી એટલે કંઈક કાર્ય થઈ શક્યું. રાતે દેશી ભાષા યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં દાખલ કરાવવાના ઠરાવ પર ગીર્વાણગિરાનો પક્ષ લઈને સાક્ષર નરસિંહરાવભાઈ ભીષ્મની માફક લડ્યા, પણ ગુજરાતી સેનેટરોને યુનિવર્સિટીમાં સગવડ કરી આપવી એટલોજ ઠરાવનો આશય હતો તેથી અન્તે બહુમતી નરસિંહરાવભાઈની વિરુદ્ધ ગઈ. એ પ્રસંગ, લાટિન અને ગ્રીક માટે શોપનહોર અને આર્નોલ્ડે ચલાવેલાં યુદ્ધ સાંભરી આવે એવો હતો.

પરિષદમાં બધું મળી ચૌદ ઠરાવ પસાર થયા હતા તેમાંથી મુદ્દાના ત્રણજ હતા — પરિષદમંડળબંધારણના આઠમા વિભાગની મંજુરીનો, નવી ગુજરાત યુનિવર્સિટી

સાથે સહકાર સાધવાનો અને ગુજરાતીને કૉલેજના અભ્યાસક્રમમાં સ્થાન અપાવવાનો. આ ત્રણે ઠરાવનું મહત્ત્વ પરિષદના મોટા ભાગના ધ્યાનમાં નહોતું. પરિષદ સમસ્તને તો સાત માણુસની ચૂંટણી કરવાનો ઠરાવ મૂકાવાનો હતો તેમાંજ ખરો રસ હતો. એ પાંચમો ઠરાવ ત્રીજે દિવસે બપોરે મૂકાયો ને પરિષદે પોતાનું પોત પ્રકાશ્યું. ગુજરાત, મહાગુજરાત ને અતિગુજરાત એવા કચ્છના સુદ્ધાં પ્રતિનિધિઓ જોઇએ એવી સૂચનાઓ થઈ. નામો પર નામો આવવા લાગ્યાં. હાલ જનમંડળનું માનસ સાહિત્યના વિકાસને પ્રતિકૂળ નથી એ આનન્દની વાત છે, પણ જે અભિનવ ચેતન સાહિત્યમાં પ્રગટે એમ આપણે ઈચ્છીએ છીએ તે આવી ચૂંટણીમાંથી પ્રગટ થવાનું નથી એમ લોકો સમજતા નથી એટલે સાહિત્યપરિષદે રાજકીય પરિષદનું રૂપ ધારણ કર્યું. એ પ્રસંગે રાજકીય ક્ષેત્રમાં પ્રસિદ્ધિ પામેલા સંધિ અને હાસ્યના ચિહ્નરૂપ શ્વેતવસ્ત્રધારી સર પ્રભાશંકર પટ્ટણીએ જબરી કુનેહ લગાવી. પરિષદમાં દાખલ થયા કે પ્રથમ તો અંગુલિના અભિનય વડે પોતાના અને સર મનુભાઈના શરીરની ઉઘાડે છોક સરખામણી કરીને એમણે પરિષદનું મન હરણ કરી લીધું. પછી રા. રાયચુરાએ છેલણુ બીબીયાંનું ગીત ગાયું ત્યારે ઊભા થઈને એમણે બે વાર દાઢી હલાવી અપૂર્વ શ્મશ્રુ-અભિનય કરીને પરિષદનું હૃદય હરણ કરી લીધું. જ્યારે 'ઘોડા લગાવું' વાળી પંક્તિ રાયચુરાએ ગાઈ ત્યારે હાથમાં લાકડી હતી તે લઈ સ્ત્રી વર્ગ તરફ ધસી જઈને એમણે

ફેરવી હોત તો પરિષદ પોતાનો જાન કુરબાન કરી નાંખતે. ખુદા માલૂમ એમણે એમ કેમ ન કીધું. પરંતુ પરિષદ એમના ઉપર ફીદા હતી તે તકનો લાભ લઈને ચૂંટણીનું કાર્ય સર્વાનુમતે ચૂંટાયલા પ્રમુખ સાહેબનેજ સોંપી દેવાનું એમણે સૂચવ્યું. સહેજ આનાકાની પછી પરિષદે એ સૂચના કબૂલ રાખી. પ્રમુખ સાહેબ સહેજ મુંઝવણમાં પડ્યા. કયાં સાત નામો ચૂંટવાં? પરિષદની પ્રતિનિધિ એવી વિષય-સમિતિનાં બહુમતે સૂચવેલાં નામો મૂકવાં ખરાં કે નહિ? પંડિતો પણ પરિવેષ્ટનોથી પર રહી શકતા નથી એટલે એમણે લોકમતને રૂચે એવી પસંદગી કરી, પરન્તુ એક બાબતનું એમને વિસ્મરણ થઈ ગયું. જે સાત નામો વિષય-સમિતિએ મૂકયાં હતાં તેની સામે પડીને ચુંટાવાની પ્રો. અતિસુખશંકર, પ્રો. મોહનલાલ ને રા. અંજારિયાએ ના કહી હતી, કારણ કે એ ત્રણે જણ વિષયસમિતિના સભ્યો હતા. નવાંજ નામો મૂકવામાં આવે તો પણ હરકોઈ પ્રકારે ચુંટાવુંજ નહિ એવું એ ત્રણ સદ્‌ગૃહસ્થોએ જાહેર કર્યું નહોતું છતાં એ ત્રણે જણે ના કહી છે એમ ગણીને એમણે બીજાંજ નામો પસંદ કીધાં. અસ્તુ. આ કાર્ય થઈ રહ્યા પછી સાંજે સ્નેહસંમેલન હતું તે તરફ વ્યવસ્થાપકોનું ધ્યાન ગયું એટલે બાકીના ઠરાવો મોટે ભાગે પ્રમુખ સાહેબ પાસેથીજ મૂકાવી દીધા. આપણા પ્રમુખ સાહેબ ત્રીજે દિવસે બોલવાના છે એમ છપાયું હતું પરન્તુ એઓ સાહેબ ત્રીજે દિવસે પરિષદમાં પધાર્યાજ નહોતા. રા. અંબાલાલ જાની અને રા. ચંદ્રશંકર પંડ્યાએ નડિયાદ રૂપી રત્નકૂપમાં

પરિષદ નિમંત્રી પછી રા. કનૈયાલાલ મુનશીએ એમની લાક્ષણિક શૈલીમાં સર્વેનો ઉપકાર માન્યો ને પછી પરિષદની બેઠક સમાપ્ત થઈ.

સાંજે અતિથિઓના સ્વાગતાર્થે સ્વાગતસમિતિના પ્રમુખ — અરે ના! વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ તરફથી એક ગાર્ડનપાર્ટી હતી ત્યાં સરસ્વતીસેવકો ઉપરાંત અનેક લક્ષ્મીપૂજકો અને સત્તાપૂજકો તેમજ આજના ગુજરાતના નાયકો આવ્યા હતા. સાહિત્ય અને કળાના અભ્યાસથી હૃદય પોચું પડી જાય છે એમ બીક રાખનારા વર્ગને એ પાર્ટીમાં આવતાં હરકત નહોતી. ત્યાં ગરબાનો સુંદર પ્રોગ્રામ હતો. છેલ્લા ગરબાની છેલ્લી લીટી એમ હતી કે 'જીંદગીનાં ઝેર કોઈ વાવશો નહિ'. એ ગાનારી મુંબાઈની ચતુર ગુર્જર મહિલાઓ વિષયસમિતિમાં તો આવી નહોતી ત્યારે કોને ઉદ્દેશીને એ ગાયું હશે? પ્રભુ જાણે! આખરે સૌ આનન્દભેર છૂટા પડ્યા.

આ પરિષદનો અહેવાલ આપતાં છેલ્લા 'ગુજરાત'ના અંકમાં એક લેખકે મુખ્ય સહાયકોની નામાવલિ રજુ કરી છે તેમાં રા. બ. કેશવલાલ, રા. નરસિંહરાવ, આપણા પ્રમુખ સાહેબ, પ્રો. ઠાકોર વગેરેને અતિરથી તરીકે ગણાવ્યા છે, કેટલાકને મહારથી કહ્યા છે, ને કેટલાકને સૈનિકની પદવી આપી છે. ભીષ્મપિતામહે કર્ણને અર્ધરથીમાં ગણ્યો હતો તેવી રીતે કોઈને અર્ધરથી બનાવ્યો નથી એ ઠીક છે. પણ મને તો એ રૂપક ગમ્યું નથી. પરિષદ કંઈ યુદ્ધક્ષેત્ર નથી કે જ્યાં વિદ્વાનો લડે, તેમ એ અગડ નથી

કે ત્યાં સાક્ષરોની સાઠમારી થાય. એના કરતાં તો પરિષદને સરસ્વતીસત્ર કહીએ તે ઠીક. મુંબાઈના સરસ્વતીસત્રમાં યજમાન તરીકે કૃષ્ણુલાલભાઈ, બ્રહ્મા તરીકે રા. રમણુભાઈ, આચાર્ય તરીકે રા. કનૈયાલાલ, ઉપાધ્યાય તરીકે રા. મનહરરામ, ઉદ્‌ગાતા તરીકે રા. નરસિંહરાવ અને હોતા તરીકે આપણા પ્રમુખ સાહેબ કાર્ય કરી રહ્યા હતા. તે ઉપરાંત અનેક ઋત્વિજોએ નિબન્ધો વાંચીને જ્ઞાનાગ્નિમાં આહુતિઓ આપી હતી. એ સત્રમાં દુર્ભાગ્યે બ્રહ્માને એક વાર વિષયસમિતિમાં ને એક વાર પરિષદમાં એમ બે વાર ભિષગ્કૃત્ય પણ કરવું પડ્યું હતું. પણ એ રૂપક જવા દઈએ. આ બેઠક સફળ કરવામાં મુખ્ય શ્રમ કોનો હતો તેજ જોઈએ.

ગંભીર મુખે ખુરસી પર બેસી બેવડું કામ કરનાર ન્યાયમૂર્તિ કૃષ્ણુલાલભાઈથી માંડીને તે પ્રસન્ન મુખે પરિષદ-મંડપમાં ૨૭ માઈલની મૅરેથૉન રેઈસ દોડનાર વેગમૂર્તિ દયાશંકરભાઈ સુધી દરેક કાર્યવાહકે આઠમી પરિષદ પાર ઉતારવામાં પાછી પાની નહોતી કરી. પણ એ બધામાંથી, આપણા આજના પ્રમુખસાહેબને ત્રીજી પરિષદ સફળ કરવા સારૂ રૂા. ૨૦૦)નું સોનાનું ઘડિયાળ આપવામાં આવ્યું હતું તેવું ઈનામ કોને આપવું? મારો નમ્ર અભિપ્રાય એમ છે કે સ્વયંસેવકોના સરદાર રા. દયાશંકર ભટ્ટને એક સુવર્ણચંદ્રક આપવો જોઈએ. પાંચમી પરિષદ અહીં સુરતમાં ભરાઈ હતી ત્યારે એ સરદારીના લ્હાવા મેં લીધા છે તેથી, સજ્જનો અને સન્નારીઓના સપાટા સાંભળનાર દયાશંકરભાઈના કાર્ય તરફ મને પક્ષપાત થાય એ સ્વાભાવિક

છે. રા. કનૈયાલાલ મુનશીએ આઠમી પરિષદ બોલાવી હતી ને એમણે એમાં વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ તરીકે સૌથી આગળ પડતો ભાગ લીધો હતો તે તો અહીં સર્વેને વિદિત છે એટલે એ વિષે વધારે કહેવાની જરૂર નથી. એક ચમકપ્રિય મર્મવિદે એમને અનુલક્ષીને એક વાક્યમાં આઠમી પરિષદનો સાર કહી નાંખ્યો હતો કે નિબન્ધો વખતે બડબડાટ, વિષયસમિતિમાં ચડભડાટ ને ઠરાવો વખતે ગડબડાટ એ બધું એકજ વ્યક્તિના ગડગડાટનાં પરિણામો હતાં!

આ અભિપ્રાય સાથે પરિષદમાં જઈ આવેલા ઘણા જણ મળતા થશે એમ મને લાગે છે. ત્રીજી સાહિત્ય પરિષદ રાજકોટમાં મળી હતી ત્યાં બડબડાટ કે ગડબડાટ નહોતો થયો પણ ત્યાં આપણા પ્રમુખસાહેબના ગડગડાટને લીધે સહેજ ચડભડાટ થયો હતો ખરો એમ સાંભળ્યું છે. મુંબાઈની પરિષદ ને આગલી પરિષદો સરખાવી જોઇએ તો એને ત્રીજી પરિષદ સાથે આ પ્રમાણે કંઈક વધારે મળતાપણું આવે છે. આ સરખામણીને વધારે લંબાવવાની જરૂર નથી, પણ સામાન્ય રીતે એટલું કહી શકાય એમ છે કે આઠમી બેઠકમાં, પહેલીની શાંતિ, બીજીની નિર્દોષતા, ત્રીજીની જ્ઞાનપિપાસા, ચોથીની સુંદરતા, પાંચમીની રસિકતા, છઠ્ઠીની ભવ્યતા ને સાતમીની વિનયશીલતા નહોતી; પણ એ બધામાં નહોતું તેવું કંઈક મુંબાઇમાં હતું ને તે–ઉભરાતું ચેતન. એ ઉભરાતા ચેતનના ફળરૂપેજ પરિષદસુંદરીએ પરિષદમંડળ રૂપી બાળકને જન્મ આપ્યો છે. એ બાળકનું

જીવન પ્રવૃત્તિમય ને કાર્ય પ્રગતિમય બને તે સારૂ બે વસ્તુની આવશ્યકતા છે. પ્રથમ તો એ બાળકે પોતાની માતા જે પરિષદ તેને આપણા પ્રમુખ સાહેબે કહ્યું છે તે મુજબ પૂતના ન ગણતાં યશોદા ગણીને વર્તવું જોઈએ. બીજું ગુજરાતે પણ એને વધાવી લેવું જોઈએ. ડૉ. કેતકરે મરાઠી ભાષામાં એક જ્ઞાનકોષ છપાવવાની યોજના અમલમાં મૂકી તેમાં ચાર લાખ રૂપીઆનો ખરચ થયો હતો, તો પરિષદમંડળને પણ ગુજરાત તરફથી આર્થિક સહાય મળે તોજ એ કંઈક સંગીન કાર્ય કરી શકે. ગુજરાત કંઈ સ્વતંત્ર રાજ્ય નથી એટલે ગુજરાતીઓની મહેચ્છા સંતોષાય એવું, ગુજરાતી અસ્મિતાનું કેન્દ્રસ્થાન અસ્તિત્વમાં આણવાનું કામ મહા કઠણ છે. એ કાર્ય કરવામાં પરિષદમંડળ અગત્યનો ભાગ ભજવવાને શક્તિમાન થાઓ એમ ઇચ્છીને આ ભાષણ પૂરું કરું છું.



'યુવાનો અને સાહિત્ય' એ વિષય પર રા. લલિતમોહને સુન્દર અને રસિક અવતરણોથી ભરેલું વ્યાખ્યાન આપ્યું ત્યાર પછી મારે બોલવાનું કંઈ પ્રયોજન રહેતું નથી. એમને તો ચોવીસ કલાકની નોટિસ પણ મળેલી પરન્તુ મને તો ચોવીસ મિનિટનીયે નોટિસ મળી નથી, છતાં પ્રમુખ સાહેબે પોતે લાંબો વખત બોલવાની ફરજમાંથી મુક્ત થવા મને કંઇક બોલવાની આજ્ઞા કરી છે અને મારો ને એમનો સમ્બન્ધ જોતાં એ આજ્ઞા મારે માથે ચઢાવવી એ મારો ધર્મ છે.

યુવાનોજ સાહિત્યમાં બહુ રસ લે છે, યુવકો ભવિષ્યના ઘડનારા છે માટે સાહિત્યની સારી અસર તેમના પર જુવાનીમાંજ થાય તો સારૂં વગેરે તો સર્વસાધારણ સત્યો છે. વળી, આજના વક્તાએ 'યુવાનો અને સાહિત્ય'

એમાંથી સાહિત્ય પર ઘણું ઘણું કહ્યું છે તેથી સાહિત્ય વિષે માત્ર એકજ વિચાર રજુ કરીને પછી યુવાનો અને સાહિત્યના સમ્બન્ધ પર હું આવીશ.

**સાહિત્યની દિવ્યતા**

હમણાંજ ચિ. ભાઈ ગણપતિએ મધુર કંઠે એક સુન્દર ગીત લલકાર્યું. ક્ષણભર એ ગીતનો તમે વિચાર કરો. એમાં રહેલા દિવ્ય તત્ત્વનું પૃથક્કરણ સંગીતશાસ્ત્રના અભ્યાસ વિના તમે નહિ કરી શકો. છતાં તમે એને તાળીઓથી વધાવી લીધું, કારણ કે માણસ સંગીતમાં રહેલું દિવ્ય તત્ત્વ સમજી ન શકે તો યે અનુભવી તો શકે છે. એ દિવ્યતાનું જરા દર્શન કરીએ. ચિત્રકારનું ચિત્ર જોઇશું તો તેમાં કુદરતના કોઈક દેખાવ, પર્વત, વૃક્ષમાલા, સરિતા, આકાશ, સૂર્ય ને ચન્દ્ર અથવા મનુષ્ય કે માનવજીવનના કોઈ પ્રસંગની અનુકૃતિ થયેલી દેખાશે. શિલ્પીની કોઈ કૃતિ લો. પશુ, મનુષ્ય કે નિસર્ગમાં અસ્તિત્વ ધરાવતા કોઈક પદાર્થની તે અનુકૃતિ હશે. પરન્તુ સંગીતની સ્વર-પરંપરા ગાયકના કંઠમાંથી નીકળે તેમાં કુદરતની અનુકૃતિ જરા પણ નથી. અર્થાત્ એ તદ્દન સ્વયંભૂ છે. સંગીતમાં આ અદ્ભુત દિવ્ય તત્ત્વ વસેલું છે; તેનેજ મળતું દિવ્ય તત્ત્વ ઉત્તમ સાહિત્યકૃતિમાં દૃષ્ટિગોચર થાય છે. મનુષ્યને દિવ્યતા તરફ વાળવામાં આમ સહાયકારી થાય એમ હોવાથી સાહિત્યના અભ્યાસ પર દરેક યુગમાં ભાર મૂકવામાં આવે છે. ઇતર વિષયોનું અગત્ય આટલું બધું ગણવામાં આવતું નથી.

## યુવાનો એટલે શું?

હવે યુવાનો એટલે શું તેનું જરા સ્પષ્ટીકરણ કરીએ. યુવાનો એટલે યુવાનો અને યુવતિઓ એમ હવે સમજવાનું છે. આ કંઈ નકામી ઝીણવટ નથી. સ્રી પુરુષની અનુચરી મટી હવે સહચરી બની છે તેને પરિણામે સાહિત્યના ધોરણમાં જે ફેરફાર થયો છે, તે ધ્યાનમાં લઈને આ બાબત પર હું ભાર મૂકું છું પ્રાચીન સમયમાં ઔચિત્ય-વિચારચર્ચા સાહિત્ય પરત્વે થયેલી તો ખરી, પરન્તુ સ્રીના અભ્યાસવિષયક સહયોગનો ખ્યાલ કર્યા વગર સૌન્દર્યને અનુલક્ષીનેજ નિયમો ઘડાયલા. પરિણામે હાલ યુનિવર્સિટી તરફથી સંસ્કૃત પાઠ્ય પુસ્તકો નક્કી કરવામાં આવે છે ત્યારે અમુક ભાગ છોડી દેવાનો નિર્દેશ કરવો પડે છે. દાખલા તરીકે, કુમારદાસના 'જાનકીહરણ'ના પાંચથી દશ સર્ગો વાંચવા–પણ નવમો છોડી દેવો, એવી સૂચના જોડે હોય છે. અલબત્ત, યુવાન વિદ્યાર્થીઓ તો પુસ્તક ખરીદતાની સાથેજ પ્રથમ નવમો સર્ગ વાંચી જાય છે, પણ એ બાબત સાથે આપણને અત્રે નિસ્બત નથી. પણ નવમો સર્ગ લખાયો તેનું કારણ એટલુંજ કે યુવકો ને યુવતિઓ એક વર્ગમાં બેસી આ કાવ્ય શીખશે એવી કુમારદાસને કલ્પના સુદ્ધાં નહિ હોય. 'ગીતગોવિન્દ' નો બારમો સર્ગ સ્રીઓને સમજાવતાં જરા ક્ષોભ થાય એવોજ છે. ગુજરાતી સાહિત્યમાં પણ દયારામની કેટલીક કૃતિઓ એવી છે કે સ્રી વર્ગ સમક્ષ રજુ કરતાં જરૂર સંકોચ થાય. હવે સ્રીઓએ ઉચ્ચ શિક્ષણ લેવા માંડ્યું છે એટલે ઔચિત્યના

નિયમો વધારે સખત થયા છે. જીવનમાં નીતિની શિથિલતા ઓછી થઈ નથી પણ સાહિત્યમાં શાબ્દિક નીતિના નિયમોમાં પરિવર્તન થયું છે ખરું; એને પણ શુભ ચિહ્ન લેખીશું, કારણ કે કાળે કરીને શબ્દમાંથી વર્તનમાં પણ નીતિ ઊતરે એટલી આશા તો રાખી શકાય એમ છે. એક બીજી વાત. સ્ત્રીઓ સાહિત્ય શીખીનેજ હવે બેસી રહેતી નથી; સરસ સાહિત્યકૃતિઓ સર્જે પણ છે. આ વર્ષનુંજ નોબેલ પ્રાઈઝ એક ઈટાલિયન સન્નારી શ્રીમતી ગ્રેશિયા દલેદ્દાને મળ્યું છે તે આપનામાંથી કેટલાંકને વિદિત હશે. આવું મોઘામૂલું ઇનામ એક સ્ત્રી મેળવી જાય તેથી સ્ત્રીઓ ખુશ થાય એ સ્વાભાવિક છે, પરન્તુ પુરુષો પણ એમાં આનન્દ લઈ શકે એમ છે. હવે આશા પડે છે કે ભવિષ્યના સાહિત્યમાં સ્ત્રી તેમજ પુરુષ બેઉનાં નિરાળાં વ્યક્તિત્વનું પ્રતિબિમ્બ પડશે. સંસાર એક દૃષ્ટિથી નહિ પણ ઉભય દૃષ્ટિથી અવલોકાશે અને સ્ત્રીપુરુષની બેલડી માત્ર શારીરિક નહિ પણ આધ્યાત્મિક સહયોગ સાધી જીવનને ઉન્નતિને પંથે લઈ જશે. આ બેઉ કારણ સર, કાયદામાં 'તે' માં 'તેણી' નો સમાવેશ થાય છે તેમ સાહિત્યમાં પણ 'યુવાન' શબ્દમાં 'યુવતિ' નો સમાવેશ થાય છે તે ભૂલવું જોઈએ નહિ.

**સાહિત્ય અને યુવાનોનો ધર્મ**

યુવાનોએ કેવા સાહિત્યનું સર્જન કરવું જોઈએ તે વિષે ઘણી વાર અવનવી શિખામણો અપાય છે. પણ સાહિત્યસર્જન એ કોઈ અલૌકિક વસ્તુ છે. 'આમ કરો' અને 'તેમ કરો' એમ કહેવાથી કંઈ અમુક પ્રકારનું ઇષ્ટ

સાહિત્ય ઉત્પન્ન કરી શકાતું નથી. કાવ્ય, નાટક, નવલ કે નવલિકા એ સર્વે લેખકના અનુભવ, સંવેદન, સંસ્કાર, શક્તિ ને પ્રેરણા એ બધાના સંમિશ્રણને પરિણામે જન્મે છે, એટલે એ વિશે કંઈ આદેશ આપી ન શકાય. ત્યારે યુવાનોએ સાહિત્યનો કયો આદર્શ રાખવો એ પ્રશ્ન થશે. કળાના નિયમો તથા રૂપનાં ધોરણો યુગે યુગે બદલાય છે એ ખરું, પરન્તુ સાહિત્યનો જે ભવ્ય આદર્શ પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે, તે પર નવો પ્રકાશ પાડવો મુશ્કેલ છે, કારણ કે હૃદયના ઉંડા ભાવોને હૃદયંગમ વાણીમાં ઉતારવાનો મુખ્ય હેતુ સાહિત્યમાં પ્રવર્તે છે તેમાં શો ફેરફાર થવાનો હતો? હમણાંજ કહેવામાં આવ્યું કે સાહિત્યમાં ચોરી કે તફડંચી ન કરતાં મૌલિકતા સાધવાનો પ્રયત્ન થવો જોઈએ. સંસ્કૃત સાહિત્યશાસ્ત્રી મહાન મમ્મટ એજ કહે છે કે ઉત્તમ કૃતિ 'અનન્યપરતંત્ર' જોઈએ. 'રોમૅન્ટિક'ને 'કલાસિકલ' શૈલીની ચર્ચા કરી હાલ કહેવામાં આવે છે કે સાહિત્યકૃતિ નિયમોના બન્ધનોથી જકડાઈ જવી ન જોઈએ. તે આનન્દલક્ષી હોય તો બસ છે. મમ્મટ એજ કહે છે કે, કૃતિ 'આહ્લાદૈકમયી' જોઈએ. એમ કહેવાય છે કે નવી આશા, નવું જીવન, નવયુવક, નવયુવતિ વગેરેના ભવિષ્યના સાહિત્યમાં ઉદ્‌ઘોષ નીકળવા જોઈએ. કૃતિ 'નવરસરુચિરા' જોઈએ એમ મમ્મટે કહ્યુંજ છે. નવી કલ્પના, નવી ભાવના, નવી પ્રેરણાની વાતો થાય છે. મમ્મટના 'નિયતિકૃત-નિયમરહિતા' એ વિશેષણમાં આ સર્વનો સમાવેશ થઈ શકે એમ નથી?

## યુવાનો અને સાહિત્યમાં નવીનતા

ત્યારે શું સાહિત્યમાં નવીનતાને કંઈ અવકાશજ નથી ? એમ કહેવાનો આશય છેજ નહિ, હોઈ શકે પણ નહિ. એક જણે કહ્યું છે:—

પ્રભુ નિજ રંગથી રંગે, જીવનનું ચિત્ર માયામાં,
નયન નયનો નવું નિરખે, જગતની તેજછાયામાં.

આમ દરેક નવયુવાન વિશ્વને નવા નયનથી નિરખે છે, એટલે જગચ્ચિત્ર સાહિત્યમાં આલેખવાની વિરલ શક્તિ તેનામાં હોય તો તે નવીન ચિત્ર દોરી જીવનના આનન્દમાં વધારો જરૂર કરવાનો; આટલુંજ નહિ પણ જીવનના અવનવા વિકાસમાં પોતાનો ફાળો પણ આપવાનો. સત્યસૃષ્ટિ ને કલ્પનાસૃષ્ટિના ભેદ ભાવશાળી યુવકયુવતિને મન જૂજ હોય છે, તેથીજ પૃથ્વી પર સ્વર્ગ ઉતરવાની આશા રહે છે. સાહિત્યના શબ્દ તેજ હોય છતાં નવા વિચારો જન્મે છે, સંગીતમાં સ્વર તેટેલાજ રહે છે છતાં નવા રાગો જન્મે છે, તેનું કારણ યુવાનોની નવી દૃષ્ટિ છે. જૂનું સાહિત્ય નવી દૃષ્ટિથી અવલોકવાનું, નવા સાહિત્યને તપાસવાનું કામ બરાબર કરવામાં આવે તો નવીનતાનો આદર્શ સમતોલ બને. યુવાનો આ વિષયમાં ઘણી પ્રવૃત્તિ કરી શકે એમ છે.

## યુવાનો અને સાહિત્ય

સાહિત્યકાર યુવાન સારો કે વૃદ્ધ ? આ પ્રશ્નજ ખોટો છે, કારણ સાચો લેખક સદાસર્વદા યુવાનજ હોય

છે. કાળ સાથે સરતમાં ઊતરી વાળને ધોળા થવા ન દેવા એ તો અશકય છે, પણ ઉમ્મર વધે છતાં હૃદય જુવાન હોય તોજ ઉત્તમ કૃતિ નીપજી શકે છે. ઉત્તમ કૃતિ ત્રીસ વરસ પહેલાં રચાય છે કે પછી એવો પ્રશ્ન પણ કેટલીક વાર પૂછાય છે. મહાપુરુષો બધાજ ત્રીસ વરસ પહેલાં પોતાનું જીવનકાર્ય કરી નાંખે છે; આ માન્યતામાંથી આ પ્રશ્ન ઉદ્ભવ્યો છે, પણ વસ્તુતઃ આ બાબતમાં કંઈ ધોરણ નથી. વિકટર હ્યુગોએ પોતાની ત્રણે નવલકથા ત્રીસ વર્ષ પહેલાં રચી હતી. શેકસપિયરની ટ્રૅજેડિઝ ચાળીશ પછી રચાઈ હતી. એનેટોલ ફ્રાંસ, જે હાર્ડી જેટલોજ મોટો ગણાય છે, તેણે સાડત્રીસ વરસે પહેલી કૃતિ બહાર પાડી. ટુંકામાં પ્રતિભાના વિકાસના કંઈ બાંધ્યા નિયમો નથી હોતા, છતાં એટલું ખરું કે વીસ ને ત્રીસની વચ્ચે ઘણાખરા લેખકોના જીવનનું વલણ નિશ્ચિત થઈ જાય છે, અને તેમના હૃદયના વલણ પરજ તેમની કૃતિના સૌન્દર્યનો આધાર રહેલો હોય છે.

## યુવાનો અને ગુજરાતી સાહિત્ય

શ્રીયુત કાલેલકર આજે પ્રમુખ થવાના હતા, તેમનું એક હૃદયને લગતુંજ મર્મગામી વાકય સમજાવી હું વિરમીશ. એમણે કહ્યું છે કે આપણા હૃદયનો જીર્ણોદ્ધાર કરવો જોઈએ ! આ કેટલું અર્થગમ્ભીર છે? આપણું સાહિત્ય સુન્દર બનાવવું હોય તો યુવાનોને બીજો શો સંદેશ આપીએ? મનુષ્યહૃદયમાં પશુતાનું પ્રાધાન્ય હશે તો સાહિત્યમાંયે

પશુતા ઊતરશે. ક્ષુદ્ર હૃદયદૌર્બલ્યને વશ ન થતાં પાશવતાને હાંકી કાઢીએ તો સાહિત્યમાં માનવતાના તેમજ દિવ્યતાના અંશો જરૂર વિલસી રહે. અત્રે એક સૂક્ષ્મ ભેદ આપણે ન ભૂલવો જોઈએ. દીવાથી આંખને ઝાંખ વળે છે પણ અનાજ પકવવાને તો સગડીના અંગારાજ જોઈએ. અભ્યાસજનિત મેધાના ચમકાર ને ઈશ્વરદત્ત પ્રતિભાના ભેદ એવા છે. જેના હૃદયમાં પ્રતિભાનો અગ્નિ પ્રજ્વલી રહ્યો હોય છે તેને સંસારનું જે અનેરૂં દર્શન થાય તેની સાથેજ તે અજોડ વાણીમાં વ્યક્ત થાય છે. આવી વ્યક્તિઓ તો ક્વચિતજ પ્રકટે છે. આપણે તો ઉચ્ચ જીવન જીવવાના પ્રયત્નમાં નિરન્તર મચી રહીએ તથા બુદ્ધિ આગળ દોડી જાય ને ચારિત્ર્ય પાછળ રહી જાય એ દુર્દશામાંથી બચવાની કોશીશ કરતા રહીએ તોયે બહુ છે. આ પ્રયત્નોમાં સાહિત્યનો અભ્યાસ યુવાનોને ઘણો સહાયકારક થઈ પડે છે એમ સાબિત કરવાની હવે જરૂર નથી.



પૂજ્યપાદ શ્રીમન્નથુરામ શર્માને સ્થાને નીમીને જે માન આપ સર્વેએ મને આપ્યું છે તે બદલ હું સભાનો આભાર માનું છું. જાણીતું વચન છે કે શૂદ્રમાં વયોવૃદ્ધને, વૈશ્યમાં વિત્તવૃદ્ધને, ક્ષત્રિયમાં વીર્યવૃદ્ધને અને બ્રાહ્મણોમાં જ્ઞાનવૃદ્ધને વૃદ્ધ ગણવામાં આવે છે. હું વયથી તો વૃદ્ધ નથીજ તેમ જ્ઞાને પણ વૃદ્ધ નથી છતાં આ માન આપવામાં હું આપનો મારા પ્રત્યેનો સદ્‌ભાવજ જોઉં છું. તેમ મારે પ્રમુખનું નહિ પણ પ્રમુખને બદલે કામ કરવાનું છે એટલે મને ઘણો સંકોચ થતો નથી.

શ્રી શંકરાચાર્યના પ્રસિદ્ધ સિદ્ધાન્તની કંઈક રૂપરેખા પ્રમુખશ્રીએ પોતાના પ્રવચનમાં કરી છે એટલે તે પર કંઈ ન કહેતાં શ્રી શંકરાચાર્યના ચારિત્ર્યની તુલનાત્મક પદ્ધતિથી હું કંઈક સમાલોચના કરીશ.

**शंकरः शंकरः साक्षात्** આ ઉક્તિ શ્રી શંકરાચાર્ય શંકરાવતાર હતા એમ બતાવે છે. એમની સાથે વિષ્ણુના અવતાર શ્રી કૃષ્ણનો મુકાબલો કરીએ. શ્રી કૃષ્ણ કર્મયોગી હતા, શ્રી શંકર જ્ઞાનયોગી હતા. એક આપણા ક્ષત્રિયત્વનો પ્રતિનિધિ, બીજો આપણા બ્રાહ્મણત્વનો. એક શસ્ત્રયુદ્ધમાં કુશલ, બીજો, શાસ્ત્રયુદ્ધમાં કુશલ. એકે દિગ્વિજય કરી દ્વારકામાં સામ્રાજ્ય સ્થાપ્યું, બીજાએ દિગ્વિજય કરી દ્વારકામાં શારદાપીઠ સ્થાપી. એકે ગીતા લખી, બીજાએ તે પર ભાષ્ય રચ્યું. બેઉ ધર્મક્ષેત્રમાં ઘુમ્યા છે. બેઉની પ્રતિભા અલૌકિક હતી. એ બેને આપણી વૈદિક સંસ્કૃતિના અતૃતીય મહાત્માઓ કહી શકાય.

પાશ્ચાત્ય લેખક ઇમર્સન કહે છે કે મહાકવિ શેકસપિયરમાં મનુષ્યબુદ્ધિ પરાકાષ્ઠાએ પહોંચી છે. આપણા શંકરાચાર્યની બુદ્ધિ પણ મને તો પરાકાષ્ઠાએ પહોંચેલીજ લાગે છે. બેઉની કલ્પના ગગનગામી છે, પરંતુ ભેદ એટલો છે કે શેકસપિયરની કલ્પના સામાન્ય પક્ષીઓ માફક સ્વચ્છન્દે વિહાર કરી શકે છે. શંકરાચાર્યનો કલ્પનાવિહાર સ્વેચ્છાચારી નથી પણ શાસ્ત્રશૃંખલાબદ્ધ છે. એનું ઉડ્ડયન આકાશે લાવરી જેવું છે. શ્રુતિરૂપી માળા પર દૃષ્ટિ રાખી એ આસમાનમાં સીધા ને સીધા પહોંચે છે ને કોઈ એમના સિદ્ધાન્ત પર તરાપ મારે છે કે તરત એકી સાથે લાવરી માફક પોતાના માળા પર ઊતરી આવી શ્રુતિવચનો ટાંકવા માંડે છે. શંકરાચાર્યને જે બંધનોમાં રહી ઊડવાનું હતું તે જોતાં તો શેકસપિયર કરતાં એની બુદ્ધિનો ચળકાટ ઘણો

વધારે છે એમ લાગે છે. અને કદાચ એ બેનું બુદ્ધિસામ્ય સ્વીકારીએ તો એ બેના ચારિત્ર્યમાં તો આસમાન જમીન જેટલું અંતર છે. એક જગતને રંગભૂમિ ગણતો હોય ને બીજો ધર્મભૂમિ ગણતો હોય એવુંજ બેનાં ચારિત્ર્ય જોતાં લાગે છે. શંકરાચાર્યે શેકસપિયર માફક ઘોડા ચોર્યા નહોતા. શેકસપિયર મહાકવિ છે. શંકરાચાર્ય મહાન તત્ત્વવિદ છે. શેકસપિયર પાશ્ચાત્ય સાહિત્યનો મુકુટમણિ છે, શંકરાચાર્ય વેદાન્ત સાહિત્યનો સ્પર્શમણિ ને આર્ય સંસ્કૃતિનો શિરોમણિ છે. છતાં શંકરાચાર્ય પર શેકસપિયરની માફક ઘોડા ચોરવાનો આરોપ નહોતો આવ્યો આટલાજ માટે શેકસપિયરને આપણે પ્રશંસાપાત્ર ગણીએ છીએ ને શંકરાચાર્યને પૂજાપાત્ર માનીએ છીએ. શેકસપિયરને મિત્ર કરવાનું મન થાય છે, શંકરાચાર્યને ગુરુ કરવાની ઇચ્છા થાય છે.

હવે શ્રી શંકરાચાર્યને મનુષ્ય ગણીને એના કેટલાક ગુણોની સમીક્ષા કરીએ. બીજી રીતે દેવ જેવું જીવન ગાળનારા આચાર્યના જીવનમાં એક પ્રસંગ એવો બન્યો હતો કે જેમાંથી એમનું મનુષ્યત્વ સિદ્ધ કરી શકાય. એમની માતાએ દેહ મૂકયો ત્યારે શાસ્ત્રમાં સંન્યાસીને અગ્નિનો સ્પર્શ કરવાનો નિષેધ છે તેથી એમની જ્ઞાતિએ શબને અગ્નિદાહ કરવાને અગ્નિ ન આપ્યો. જગત માત્રનું મિથ્યાત્વ સિદ્ધ કરનારને જ્ઞાતિસંસ્થાના સત્યત્વની પ્રતીતિ કરાવવાનો જાણે ઈશ્વરે પ્રપંચ રચ્યો ન હોય તેમ શંકરાચાર્ય ક્રોધાયમાન થઈ ગયા. માતાનો પોતાને હાથેજ અગ્નિ પ્રગટ

કરી અગ્નિદાહ કીધો અને શાપ આપ્યો કે મારી જ્ઞાતિનો કોઈ પુરુષ શંકરાચાર્યની પીઠ પર ન બેસી શકે. રાગદ્વેષથી વિમુક્ત પુરુષે રાગદ્વેષથી યુક્ત એવો નિયમ બાંધ્યો. આ પરથી એમનું હૃદય કેટલું વત્સલ હતું અને એમની માતૃભક્તિ કેવી અનન્ય હતી તે દેખાઈ આવે છે.

એમને મંડનમિશ્ર સાથે સંવાદ થયા ત્યારે અધ્યક્ષ તરીકે મંડનમિશ્રની પત્નીનો સ્વીકાર કીધો એ ખરેખરું વિચારણીય છે. એ સંવાદ કંઈ મિથ્યાવિવાદ નહોતો. પોતે આખું જીવન જેને માટે અર્પ્યું હતું તે સિદ્ધાન્તના ખંડન-મંડનનો મહાન્ પ્રશ્ન એમની આગળ હતો તે વખતે એમણે જે હૃદયની વિશાલતા બતાવી તે અનુપમ હતી.

એમણે પ્રસ્થાનત્રયી પર ભાષ્યો રચ્યાં છે. તેમાં શારીરક ભાષ્યમાં પ્રતિપક્ષીઓના મતનું ખંડન કર્યું છે પણ કોઈ પણ વ્યક્તિને અપશબ્દ કહ્યો નથી. શ્રીભાષ્યમાં વેદાન્તસિદ્ધાન્ત સાથે કેટલુંક ગાલિપ્રદાન પણ કીધેલું જોવામાં આવે છે. તે પરથી શંકરના ચારિત્ર્યની સરસાઈ ઉપર તરી આવે છે. એમના ચિત્તની ઉદારતા ધન્યવાદને પાત્ર હતી.

બત્રીસ વરસની નાની વયમાં એમણે ભાષ્યો રચ્યાં ને સારા ભરતખંડમાં દિગ્વિજય કર્યો એ હકીકત આશ્ચર્યજનક છે પણ અશક્ય નથી. પ્રો. મેકડોનલ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં શંકરાચાર્યના અદ્ભુત બાલવૃદ્ધત્વને અશક્ય ગણી કપોલકલ્પના કરે છે કે ઘણું કરીને એ બત્રીસમે વરસે સંન્યાસી થયા હશે. આ ઠીક! સિકંદર બત્રીસ વરસની વયમાં આખી દુનિયા જીતી શકે,

ઇસુખ્રિસ્ત બત્રીસ વરસમાં મહાન ધર્મ સ્થાપી શકે તો શંકર દિગ્વિજય અને ધર્મસ્થાપના એટલીજ ઉમ્મરે ન કેમ કરી શકે? અરે! જૉન મિલ નામનો એમનો પ્રસિદ્ધ તત્ત્વશાસ્ત્રી ચૌદ વરસની ઉમ્મરે વિદ્યાપીઠના કુલપતિ જેટલું જ્ઞાન ધરાવતો હતો તેને તો જોનારા હજુ હયાત છે, તો પશ્ચિમમાં જે શકય તે પૂર્વમાં કેમ અશકય એનું કંઈ કારણ? મારા નમ્ર મત પ્રમાણે આવી અજબ શક્તિમત્તા અશકય નથી. જેમ માણુસ અમુક વયે પોતાના બુદ્ધિસામર્થ્યની ટોચ પર પહોંચે છે તેમજ સંસ્કૃતિની પ્રગતિમાં પણુ અમુક વ્યક્તિમાં બુદ્ધિસામર્થ્ય પૂરેપૂરૂં ઝળકી ઊઠે છે. શંકરાચાર્યના બાલવૃદ્ધત્વનો આજ ખુલાસો છે.

હવે આપણે એમના કાર્યની મહત્તા તરફ નજર ફેરવીએ. એક લેખકે કહ્યું છે કે ૧૦૦ વેદાન્તીઓમાં ૭૫ શંકરાનુયાયી, ૧૫ રામાનુજના અનુયાયી, અને બાકીના ૧૦માં બીજા સંપ્રદાયના અનુયાયીઓનો સમાવેશ થાય છે. આ પરથી તો શાંકરસિદ્ધાન્તની લોકપ્રિયતા સિદ્ધ થાય છે. એની મહત્તા માટે તો સમયને અભાવે અહીં એટલુંજ કહીશું કે કોઈ પણુ એક વ્યક્તિએ નથી આપ્યો એવો આપણી આર્ય સંસ્કૃતિને શ્રી શંકરાચાર્યે અવનવો ઝોક આપ્યો છે. એમની પછી થયેલા સર્વ દાર્શનિકો પર સૌથી ભારી અસર એમનીજ છે. રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય અને વલ્લભાચાર્ય એમના પ્રતિસ્પર્ધી હતા પણુ તેમના પર શંકરાચાર્યની અસર તો ઘણીજ થઈ છે.

એણે જાણે અગમ્યજ્ઞાનનો છેલ્લોજ પ્રયત્ન કીધો હોય તેમ આજે પણુ સાધુ કે સંત, કવિ કે ફિલસુફ તત્ત્વવિદ્યામાં તો

સમજ્યા અણુસમજ્યા શંકરાચાર્યનાજ વિચારોનું યથામતિ વમન કરે છે. આ પરથી એમ સિદ્ધ થાય છે કે એમની પ્રતિભા અપૂર્વ હતી, એટલુંજ નહિ પણ અપશ્ચાત્ હતી.

ટુંકામાં કહીએ તો શંકરાચાર્યની બુદ્ધિ ગગનગામી, માનવતા હૃદયગામી અને પ્રતિભા સંસ્કૃતિગામી હતી, અને તેથીજ એમનો સિદ્ધાન્ત મોક્ષગામી અને કીર્તિ દિગન્તગામી થયાં છે. દિવ્યતામાં કૃષ્ણુસમા, બુદ્ધિમાં વ્યાસસમા, ચારિત્ર્યમાં બુદ્ધસમા, બાલવૃદ્ધત્વમાં શુકદેવસમા ને પ્રતિભામાં અદ્વિતીય એટલે અનુપમ એવા શંકરાચાર્ય આર્યસંસ્કૃતિના નભોમંડળમાં સાક્ષાત્ ભાસ્કરસમા પ્રકાશે છે. એના યશોગાનથી પણ આપણે પાવન થઇએ એમ છે માટે આજે એમની જયન્તી પ્રસંગે એમને પાદવંદન કરૂં છું.

સદ્ગૃહસ્થો, હવે વિશેષ કહેવાને બદલે એક સૂચના કરીને હું વિરમીશ. આ વૈદિક સભા વીસ વરસ થયાં આ જયન્તી ઉજવવાનું ધર્મકાર્ય કરે છે માટે એના ઉત્સાહી મંત્રીઓને સૌ તરફથી ધન્યવાદ આપુ છું. મને પ્રવચન કરવાનું પહેલેથી કહેવામાં આવ્યું હોત તો હું વધારે વિસ્તારપૂર્વક બોલત, એટલુંજ નહિ પરન્તુ આ વિષયમાં રસ લેનારા બેત્રણ સજ્જનોને પણ લાવત, માટે મારી સૂચના એ છે કે પાંચસાત દિવસ અગાઉથી અહીં અપાનારાં વ્યાખ્યાનોની વ્યવસ્થા કરવી જોઈએ. હું અહીં અકસ્માતજ આવી ચઢ્યો છું. પૂરતી જાહેરાત આપવાથી ઊગતી પ્રજાનો મોટો ભાગ આ જયન્તીમાં ભાગ લઈ શકશે એ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

## અમદાવાદમાં પાર્લામેન્ટ

અમદાવાદમાં ગયા નવેમ્બર માસમાં યુવકસમાહ-સમિતિએ એક દિવસ 'પાર્લામેન્ટ' ભરી હતી. વિદ્યાપીઠના અસહકારી અધ્યાપકો 'સરકાર પક્ષ' તરિકે આવ્યા હતા ને સરકારી કૉલેજના પ્રોફેસરો પ્રતિપક્ષી બન્યા હતા ! સાધારણ રીતે આવી પાર્લામેન્ટોમાં એકાદેક રાજદ્વારી વિષય ચર્ચાય છે, પરન્તુ સઘળા નિરાંતે ભાગ લઈ શકે એ હેતુથી ગુજરાતી સાહિત્યને લગતો એક પ્રશ્ન સમિતિએ ચર્ચા સારૂ પસંદ કર્યો હતો. ગુજરાત મહાવિદ્યાલયવાળા શ્રીયુત કીકુભાઈ દેસાઈએ સરકાર પક્ષના નાયક તરીકે નીચેનો ઠરાવ મૂક્યો હતો:

'ગુજરાતમાં હાલમાં કવિતાની તથા વાર્તાની અનિષ્ટ પેદાશ વધી પડેલી હોવાથી, દશ વરસને માટે કવિતાનાં

તથા વાર્તાનાં કારખાનાં બંધ કરવાં અને એ કારખાનાંના માલિક તથા મજુરોને ભલામણ કરવી કે તેઓ દેશની સ્થિતિનો અભ્યાસ કરે, અને તે ઉપરથી ઉપજતા વિચારોના નિબન્ધો લખી, પોતાની મૂડીનો અને શક્તિનો સદુપયોગ કરે. દશ વરસ પછી પણ કોઈ પણ લેખકની હયાતીમાં તેનાં કાવ્યો કે વાર્તા છાપવા દેવામાં આવશે નહિ; તેની હયાતી બાદ જો કોઈ પૈસા ખરચનાર મળી રહેશે તો તેના તરફથી, અથવા તેના અભાવે રાજ્યને જરુરી લાગશે તો રાજ્ય તરફથી તેનાં કાવ્યો કે વાર્તા છાપવામાં આવશે.'

નોંધ: 'કારખાના'. શબ્દમાં હસ્તલિખિત સામયિકોનો પણ સમાવેશ થાય છે.

આ ઠરાવની પુષ્ટિમાં શ્રીયુત કીકુભાઈએ કહ્યું કે કલાકૃતિનું સર્જન કરવું અને તેને છપાવવી એ બે ભિન્ન ભિન્ન ક્રિયાઓ છે. પોતાની કૃતિ છપાશે નહિ એ કારણસર કદી કોઈ સારો કળાકાર સર્જન કરવાનું માંડી નહિ વાળે. વ્યાસાદિ કવિઓએ કયા છાપખાનામાં પોતાનાં કાવ્યો છપાવ્યાં હતાં? આ ઠરાવથી છાપાંની સ્વતંત્રતા પર અંકુશ મૂકાશે ખરો, પરન્તુ સ્વતંત્રતા એજ એક સનાતન સત્ય નથી; સ્વતંત્રતા જેટલીજ બળવાન્ શક્તિ સંયમની છે. વસ્તુતઃ એ બેનો વિરોધ નથી, બન્ને એક બીજાની પૂરક છે. રા. ગટુલાલ ધ્રુવ, રા. નટવરલાલ ત્રિવેદી તથા રા. પ્રાણજીવન પાઠકે અનુક્રમે, આપણા લેખકંમન્યોની અધમ મનોદશા, રસહીન અમૌલિકતા તથા રોગિષ્ઠ કલ્પના પર ભાર મૂકી, ઠરાવની તરફેણ કરી હતી. અધ્યાપક

રામનારાયણ પાઠકે માર્મિક રીતે પ્રતિપક્ષીઓની દલીલોનું ખંડન કરીને સભાનું મન રંજન કર્યું હતું. આચાર્ય કૃપલાનીએ બુલંદ અવાજે છટાદાર ભાષણ કરી સભાને મુગ્ધ કરી દીધી હતી. એમનું મુખ્ય વક્તવ્ય એટલુંજ હતું કે શબ્દની શક્તિ અમોઘ અને અતુલ છે. માણસ મર્ત્ય છે પણ શબ્દ અમર્ત્ય છે માટે સાહિત્યમાં પથરાઓનો નહિ પણ સાચાં રત્નોનોજ સંચય થવો જોઈએ. શ્રીયુત મહાદેવભાઈ દેસાઈએ સ્વભાષામાં બોલવાની આવશ્યકતા પર વિવેચન કરીને ‘ભાઈઓ અને બેનો’ને સમજાવ્યું કે કોઈએ મુખ્ય મુદ્દાની ચર્ચા કરીજ નથી. આપણા સાહિત્યને પણ અમદાવાદની પોળોની પેઠે સાફ કરવાની જરૂર છે. પ્રતિપક્ષીઓના મુખી તરીકે પ્રો. વેલિનકરે શુદ્ધ પાશ્ચાત્ય વાદશૈલીમાં જણાવ્યું કે કોઈ પણ એક વ્યક્તિ સાહિત્યની નિયામક થઈ શકેજ નહિ. સમસ્ત પ્રજા સાહિત્યની તુલના કરે તેજ યુક્ત છે. પ્રસ્તુત ઠરાવથી તો યુવાનોને ઉત્તેજન મળતું અટકી જાય એમ છે. રાજસભાએ સાહિત્ય વિષયમાં માથું ન મારવું જોઈએ. પ્રો. કોરીઆ-એલફોન્ઝોએ આ મતનું સમર્થ વાણીમાં સમર્થન કરતાં કહ્યું કે સાહિત્ય વધી નથી પડ્યું, રાજદ્વારી ચળવળ વધી પડી છે. ટાગોરનો દાખલો લઈશું તો જણાશે કે રાજદ્વારીઓજ કુસંપ વધારે છે, સાહિત્યકારો તો માનવજાતિનું ઐક્ય સાધવાનો પ્રયત્ન કરી રહ્યા છે. અખિલ વાઙ્મયરૂપી તાજમહાલના, નિબન્ધ, ઇતિહાસ, વિજ્ઞાન ને તત્ત્વજ્ઞાનરૂપી ચાર મીનારાઓ વધારે શોભે તેટલા સારૂ વચ્ચેનો ભવ્ય

કાવ્યઘુમટ તોડી પાડવો એ મોટી ભૂલ છે. શ્રીયુત આઠવલેએ આપણી પ્રાચીન વાદપદ્ધતિ યાદ આવે એવી રીતે પ્રતિપક્ષને અનુમોદન આપતાં એમ સિદ્ધ કર્યું કે ન્યાયશાસ્ત્રની દૃષ્ટિએ પ્રસ્તુત ઠરાવ લંગડો છે ને ઉપહસનીય પણ છે. વાઙ્મયના અનિષ્ટો દૂર કરવાનો ખરો ઉપાય એ છે કે સંસ્કૃતિની ભૂમિકાજ ઉંચી કરવી. રાજકારણમાં સાહિત્યના પ્રશ્નો લાવવાજ ન જોઈએ. કેટલાક વિદ્યાર્થીઓ ઉત્સાહપૂર્વક ઠરાવની વિરુદ્ધ પડ્યા હતા. બે સન્નારીઓએ પણ ચર્ચામાં ભાગ લીધો હતો તેથી પ્રસંગની રંગસામગ્રીમાં સારો વધારો થયો હતો. તેમના મૃદુ કંઠ પ્રત્યે, સભાજનોએ નાના સાદવાળા પુરુષ તરફ બતાવે તેવુંજ વર્તન બતાવ્યું હતું. સમાનતાના સિદ્ધાન્ત માટે મને માન છે છતાં, કોણ જાણે કેમ, સ્ત્રી અને પુરુષ તરફ સભા સમાન વર્તન રાખે એ મને રુચતું નથી.

આખી ચર્ચા ઘણી આનન્દજનક હતી, પરન્તુ સભાપતિ તરીકે કોણ કેટલો વખત બોલે છે તે પર મારે ધ્યાન રાખવું પડતું હતું તેથી, પ્રુફ વાંચનાર લેખની મઝા ગુમાવે છે તેવી મારી દશા થઈ ગઈ હતી. એ કાર્ય માટે સમિતિએ મારૂં સંવરણ શા માટે કર્યું હતું તે મને ખબર નથી. એ સ્થાન લેતા પહેલાં, દેવસૂરિનો 'પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર' નામનો આકરગ્રંથ મેં જોયો પણ નથી, 'હૅન્સર્ડના અહેવાલો' જોયા છે ખરા પણ વાંચ્યા નથી, એવા એવા વિચારો મને આવેલા, પરન્તુ ચર્ચા સાંભળ્યા પછી મારો પરિતાપ શમી ગયો. બે ત્રણ અપવાદો સિવાય વિષય પર કોઈ

બોલતુંજ નહોતું, બધા વિષય પરત્વેજ બોલતા હતા. કેટલાક તો નીલકંઠ દીક્ષિતના જાણીતા શ્લોકના ઉદાહરણુ બની ગયા હતા:

**न भेतव्यं न बोद्धव्यं न श्राव्यं वादिनो वचः ।**
**झटिति प्रतिवक्तव्यं सभासु विजिगीषुभिः ॥**

(અર્થાત્ સભામાં વિજયેચ્છુએ બીવું નહિ, સમજવું નહિ, વાદીનું વચન સાંભળવું નહિ અને ઝટપટ પ્રત્યુત્તરો આપ્યા જવા!)

આ દોષદર્શન નથી. સભા એટલી મોટી હતી કે ઝીણી દલીલો કરવાને બદલે મોટો અવાજ કાઢવા તરફજ સૌનું લક્ષ રહેતું હતું. મુખ્ય પ્રતિપક્ષીઓની માતૃભાષા ગુજરાતી ન હોવાથી આપણા સાહિત્યની હાલ કેવી સ્થિતિ છે તે પર તેઓ બોલી શકે એમ નહોતું એટલે ચર્ચાનું સ્વરૂપ ઘણું સામાન્ય થઈ ગયું હતું. વિવેક અને સૌજન્યનું ઉલ્લંઘન કર્યા વિના સર્વેએ પરસ્પર શાબ્દિક પ્રહારો કરવાની શક્તિ બતાવી હતી તે બદલ સૌને અભિનંદન ઘટે છે!

### પ્રકાશન પર પ્રતિબંધ

આ સઘળી ચર્ચા પાછળ રહેલો મુખ્ય પ્રશ્ન એટલોજ હતો કે અનિષ્ટ સાહિત્યના પ્રકાશન પર અંકુશ મૂકવો એ યુક્ત છે કે નહિ. બેઠક દરમ્યાન, મેં તો એ વિષે નિયમને અનુસરીને મૌન સેવેલું, પરન્તુ રા. વિજયરાયના ફરમાનથી અત્રે મૌનભંગ કરૂં છું. જીવનનાં ઉંડાં રહસ્યો

સમજવાનો પ્રયત્ન કરવો એ મનુષ્યોનો સ્વભાવજ હોય એમ લાગે છે. તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવો તો ભારી થઈ પડે છે એટલે કાવ્યો ને વાર્તાઓ લખીવાંચીને લોકો આ વૃત્તિને સંતોષે છે. કેળવણીનો ફેલાવો થતો જાય છે તેમ તેમ આ પ્રવૃત્તિ વધતી જાય છે. અધિકારીઓ અને અનધિકારીઓ બધાજ આ ક્ષેત્રમાં આક્રમણ કરે છે. પરિણામે યુવકોને નિર્વીર્ય કરી નાંખે એવી પ્રેમકથાઓ અને પ્રજાનું હૃદય દુર્બળ બનાવે એવાં પ્રણયકાવ્યો હાલ ઘણાં છપાય છે એની તો ના પાડી શકાય એમ નથી. સવાલ એ છે કે એવાં પ્રકાશનોનું નિયમન કરવું એ શક્ય છે ખરૂં ?

લોકોજ હલકું સાહિત્ય વાંચવાની ના પાડે તો ક્ષુદ્ર લખાણો છપાતાં આપોઆપ બંધ થઈ જાય, પણ આ આશા રાખવી વ્યર્થ છે, કારણ કે સામાજિક મનની અધોગતિ થઈ હોય તેને લીધે તો મલિન કૃતિઓ જન્મે છે, અને વિલાસને સૌન્દર્યોપાસન ગણનારો અસંસ્કારી વર્ગ તેમનું પરિશીલન કરે છે. સુશિક્ષિત વર્ગમાં પણ પ્રાચીન શિષ્ટ સાહિત્ય વખણાય છે તેટલું વંચાતું નથી; નૂતન સાહિત્ય તરફજ એ વર્ગ આકર્ષાય છે. પ્રકાશકો તો વેપારી દૃષ્ટિથી પુસ્તકો પ્રસિદ્ધ કરે છે એટલે લોકો માંગે તે તેમને આપવું એવી તેમની મનોવૃત્તિ રહે એ સ્વાભાવિક છે. ગોવર્ધનરામ કરતાં રા. નારાયણ ઠક્કુર વધારે વંચાય છે તેમાં કંઈ ગુજરાતી પ્રેસનો વાંક નથી. વિવેચકો સત્ય માર્ગ બતાવી શકે ખરા પણ તેમની બાબતમાં નવોજ પ્રશ્ન ઊભો થાય

છે. અમુક કૃતિ વિષે વિવચકોમાં મતભેદ પડે તો શું કરવું? સર્વમાન્ય વિવેચક તો કોઈ હોતોજ નથી. વળી વિવેચકો પણ ગમે એટલા ઉદાર અને શક્તિશાલી હોય તોપણ કેટલીક વાર અજાણતાં અવળે પંથે ચઢી જાય એ અસંભવિત નથી. વિવેચકોએ વખોડી કાઢેલી કૃતિઓ વાચકવર્ગે વધાવી લીધી હોય અને પાછળથી તેમની ખરી કિમ્મત અંકાઈ હોય એવા બનાવો પણ સાહિત્યના ઇતિહાસમાં ઘણા બન્યા છે. ખરી વાત તો એ છે કે વિવેચકો પ્રાણવાન્ સાહિત્યનો અનુગ્રહ કરી શકે છે, પરન્તુ હાનિકર સાહિત્યનો નિગ્રહ કરવાની તેમને સત્તાજ નથી હોતી. પ્રખર ટીકા કર્યાથી કંઈ અધમ લખાણ છપાતું અટકતું નથી. વિવેચકો કરતાં તો તંત્રીઓને કંઈક વધારે સત્તા હોય છે. બધાજ તંત્રીઓ વિદ્વાન્ હોય, બધાજ ઉંચું ધોરણ રાખીને લેખો સ્વીકારતા હોય તો સહેજ ફેર પડે ખરો. પણ તેમને વળી જૂદીજ મુશ્કેલી નડે છે. સાચા સાહિત્યનું સર્જન કંઈ નિયમિત રીતે કરી શકાતું નથી છતાં સામયિકો તો નિયમિત રીતે પ્રગટ કરવાં પડે છે, એટલે સોનાને અભાવે છેક લોખંડ નહિ તો પિત્તળ પધરાવીને પણ બિચારા તંત્રીઓને ચલાવી લેવું પડે છે. દાખલા તરીકે, દીવાળીના અરસામાં લેખકોની લખવાની શક્તિ કંઈ વધી જતી નથી, છતાં ગ્રાહકોના સંતોષાર્થે દીપોત્સવી અંકોની પરંપરા નીકળે છે તે માટે પાણીવાળી છાશ જેવા સત્ત્વહીન લેખો લેખકો મોકલી આપે તે તંત્રીઓને ન છૂટકે સ્વીકારવા પડે છે. સાહિત્ય-પ્રકાશન નિયમિત રીતે થાય અને સાહિત્યનિયમન ઉચ્ચ

દૃષ્ટિએ થાય એ બે વસ્તુ સાથે બનવી લગભગ અશક્ય છે. પણ આ બધા કરતાં લેખક જાતેજ પોતાના પર અંકુશ મૂકે તો કેમ? લેખકોની મુંઝવણુ ન્યારીજ હોય છે. મૌલિક, આનન્દમય અને નવરસરુચિર ભાવનાસૃષ્ટિ કંઈ ધારી રચાતી નથી. ઇન્દ્રિયાતીત ભાવોને ઇન્દ્રિયગોચર સાધનો વડે વ્યક્ત કરવાનું કામ એટલું બધું વિકટ છે કે ઉત્તમ કળાકાર પણ પોતાના પ્રયત્નમાં સફળ થયો છે કે નહિ તે કહી શકતો નથી. સામાન્ય રીતે બધાજ કળાકારોની આવી સ્થિતિ હોય છે ને તેમાં પણ સાહિત્યકારની તો વિશેષે કરીને. ચિત્રકાર અથવા શિલ્પકારના જેટલી નિરીક્ષણશક્તિ સાહિત્યકાર સ્વકૃતિ પરત્વે વાપરી શકતો નથી. પોતાનું ચિત્ર રાવળના જેવું નથી એમ ચિત્રકાર સમજી જાય છે, અથવા પોતાનું પૂતળું મહાત્રેના જેવું નથી એમ શિલ્પી સમજી જાય છે, તેટલી સહેલાઈથી પોતાનું કાવ્ય નાનાલાલના જેવું નથી એમ કવિ સમજી શકતો નથી. આનું એક કારણ એ છે કે રંગ કે પથ્થરને મુકાબલે વાણીની સંકેતશક્તિ એકંદરે એટલી બધી વધારે છે કે લેખકની અશક્તિ સાધનની સમર્થતા પાછળ ઢંકાઇ જાય છે. વાણી દ્વારા પ્રકટ થતા ઉચ્ચાવચ ભાવોની કોટિ એટલી અસંખ્ય હોય છે કે અમુક ભાવ વસ્તુતઃ વ્યક્ત ન થયો હોય છતાં તે બરાબર વ્યક્ત થયોજ છે એમ માનવાના ભ્રમમાં લેખક તરત પડી જાય છે. મોટા લેખકોની આવી દશા હોય ત્યાં નવીન લેખકની તો વાતજ શી કરવી?

આવાજ કારણસર બંકીમચન્દ્ર ઊગતા લેખકોને સલાહ આપે છે કે દરેક લખાણ ઓછામાં ઓછું એક

વરસ સુધી તો રાખીજ મૂકવું. આ શિખામણ બહુ સરસ છે પણ અધીર યુવકોને એ પાળવી પાલવતી નથી. ઉત્તમ લેખક થવાની ઇચ્છા જેને હોય તેને તપસ્યા કરવી પડે છે; જીવનને બદલે ચાહના પ્યાલામાંથી પ્રેરણા મેળવનાર લેખકની કલ્પના, સિગારેટના ધુમાડા કરતાં વધારે ઉંચી જઈ શકતી નથી; જે કૃતિ પર કાળ વ્યતીત કરવામાં આવ્યો નથી હોતો તેનું કાળ પ્રથમ ભક્ષણ કરે છે વગેરે બાબતો યુવાનોના મગજમાં ઠસાવવાને સાહિત્યના અધ્યાપકો હર્ડરની નિમ્નલિખિત પંક્તિઓ પર દર વરસે પોતાના વિદ્યાર્થીઓ સમક્ષ પ્રવચન કરે તો કંઈક ફાયદો થવાનો સંભવ છે.

With the greatest possible solicitude avoid authorship. Too early or immoderately employed, it makes the head waste and the heart empty, even were there no other worse conseqnences. A person who reads only to print, in all probability reads amiss; and he who sends away through the pen and the press every thought, the moment it occurs to him, will in a short time have sent all away, and will become a mere journeyman of the printing office, a compositor.

પણ અધ્યાપકો પ્રવચન આપે એ એક વાત છે અને યુવકોને વાર્તા ને કાવ્યો છપાવતા અટકાવવા એ બીજી વાત છે. લખીનેજ સંતોષ પામો એમ કહેવું એ વધારે પડતું છે. પોતાનું લખેલું બીજા વાંચે એવી ઇચ્છા તો

દરેક લેખકને સાહજિક રીતે રહેજ છે. છાપખાનાંઓ નહોતાં ત્યારે કવિઓ પોતાનાં કાવ્યોની હસ્તલિખિત પ્રતો કરાવી જૂદે જૂદે ગામ મોકલાવતા ને જૂદે જૂદે સ્થળે દટાવતા. શેકસપિયરેજ કવિતા લખે એવો હુકમ કાઢવો એ ઓહાકી છે. હાથીઓ રાજમાર્ગ પર વિહરતા હોય તેથી શું સસલાએ ઘરમાં દોડાદોડ ન કરવી? હાથી રાજાનું રંજન કરશે તો સસલું બાળકને આનન્દ આપશે. નાનામોટા સર્વ લેખકોને ઈશ્વરની સૃષ્ટિમાં સ્થાન છે. વળી મહાન્ લેખકો શરૂઆતમાં કયાં જાણીતા હોય છે? કાલિદાસ પણ એક વખત કવિયશઃપ્રાર્થી હતો. નવા લેખકોમાંથી કોની શક્તિ કેટલી છે તે તેમનાં લખાણો છપાય નહિ તો પ્રજા કેવી રીતે જાણે? સુન્દર કળાકૃતિ નવીન હોય એટલાજ અપરાધ માટે પ્રકાશિત ન થાય તેના કરતાં અનેક કૃતિઓ બહાર પડે તેમાંથી નઠારી આપોઆપ નાશ પામે અને શ્રેષ્ઠ હોય તે અમર થાય એજ બહેતર છે. ઉચ્ચ સાહિત્યનું સર્જન કરવાની મનુષ્યની શક્તિ એટલી મર્યાદિત છે કે એક પણ ઉત્કૃષ્ટ કળાકૃતિ પ્રકાશમાં આવતી અટકે એ ઇષ્ટ નથી.

પ્રકાશનો પર ખરેખરો અંકુશ મૂકવાની સત્તા તો રાજ્યને છે. રાજકીય દૃષ્ટિએ આપણા પર જેટલો પ્રતિબંધ મૂકવો આવશ્યક લાગ્યો તેટલો પીનલકોડની પ્રખ્યાત રાજદ્રોહની કલમ દ્વારા મૂકવામાં આવ્યોજ છે. પણ એટલી એકજ કલમ એટલી ભયંકર નીવડી છે કે સરકાર એથી આગળ જાય એમ ભાગ્યેજ કોઈ ઇચ્છતું હશે.

લખવા બોલવાની સ્વતંત્રતા એ તો આપણો જન્મસિદ્ધ હક્ક છે અને એ હક્ક પર કોઈ પણ પ્રકારે તરાપ પડે તે અસહ્ય છે. જીવનમાં સંયમનું સ્થાન ઘણું ઉંચું છે, પરન્તુ વ્યક્તિ પોતાની મેળે સંયમ પાળે અને સરકાર બળજોરીથી સંયમ પળાવે એ બે વચ્ચે આસમાન જમીન જેટલું અંતર છે. સંયમને નિયમ કર્યો છે એમ કહીને તો ગુલામીનો પણ બચાવ થઈ શકે! સ્વતંત્રતાના સિદ્ધાન્તને લક્ષમાં રાખીનેજ કાયદો ઘડાવો જોઇએ. અમદાવાદની પાર્લામેન્ટે સરકારને સાહિત્યમાં ડખલ કરવાનો અધિકાર આપનારો ઠરાવ ભારે બહુમતીથી ઉડાવી દીધો તે સર્વથા યોગ્યજ હતું.



સંસ્કૃતનો અભ્યાસ—

કમળાશંકરભાઈ નાના હતા ત્યારથી સંસ્કૃત ભાષા તરફ એમને અજબ અભિરુચિ હતી. અંગ્રેજી ચોથા ધોરણમાં હતા ત્યારે સુરતના પ્રખ્યાત શાસ્ત્રીજી દિનમણિશંકરના શિષ્ય વિશ્વનાથ શાસ્ત્રી પાસે એ લઘુકૌમુદી શીખ્યા હતા. ત્યાર પછી સગરામપુરાના માર્કંન્ડ શાસ્ત્રી પાસે એમણે રઘુવંશનું અધ્યયન કીધું હતું.

મૅટ્રિક પાસ થયા પછી એઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા ત્યાં હાલના ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર સંસ્કૃતના અધ્યાપક હતા. પ્રો. ભાંડારકરને ગુજરાતી વિદ્યાર્થીઓ સંસ્કૃતનું સારૂં જ્ઞાન ધરાવી શકતા નથી એમ ભ્રમ પેસી ગયો હતો. સ્વ. હરિરામ ભટ્ટ તથા કમળાશંકરભાઈ જેવા

વિદ્યાર્થીઓના પરિચયમાં આવ્યા પછી એમનો આ અભિપ્રાય ફેરવાયો હતો. કમળાશંકરભાઈ એમના પ્રિય શિષ્ય થઈ પડયા હતા. ઉત્તમ વિદ્યાર્થીઓના ઉત્તરપત્રો વર્ગ આગળ વાંચી બતાવવાની પ્રો. ભાંડારકરને ટેવ હતી તે મુજબ એક વખત કમળાશંકરભાઈનો તર્કસંગ્રહનો ઉત્તરપત્ર વિદ્યાર્થીઓ સમક્ષ એમણે વાંચી સંભળાવ્યો હતો. તર્ક અને અલંકાર પ્રો. ભાંડારકર પાસેજ કમળાશંકરભાઈ શીખ્યા હતા. બી. એ.નો અભ્યાસક્રમ તે વખતે હાલના કરતાં ઘણો જૂદો હતો. કમળાશંકરભાઈ સંસ્કૃત નહિ પણ ઇતિહાસ ને અર્થ-શાસ્ત્ર લઈ ઇ. સ. ૧૮૭૮માં બી. એ.માં પાસ થયા હતા.

એમને સંસ્કૃત પર એટલો પ્રેમ હતો કે બી. એ. પાસ થયા પછી, સંસ્કૃત પુસ્તકોને છેલ્લા નમસ્કાર ન કરતાં, નાણાવટમાં રહેતા દુર્ગાશંકર શાસ્ત્રી પાસે એમણે સિદ્ધાન્તકૌમુદીનું અધ્યયન કીધું. ત્યાર પછી મનોરમા, પરિભાષેન્દુશેખર, મહાભાષ્ય વગેરે ગ્રન્થોનો અભ્યાસ તો એમણે પોતાની મેળેજ કરી લીધો. આમ કરતાં એમને અનેક શંકાઓ થતી તેનું સમાધાન એઓ મુંબાઈના જીવરામ શાસ્ત્રી પાસ કરાવતા. વ્યાકરણમાં પ્રવેશ કર્યો પછી વેદાન્તનું અધ્યયન એમણે આરંભ્યું. અમદાવાદ હાઈસ્કુલમાં પોતે શિક્ષક હતા ત્યારે ત્યાંના ભાસ્કર શાસ્ત્રી પાસે એમણે બ્રહ્મસૂત્રનો અભ્યાસ કીધો ને ભાવનગરની શામળદાસ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક હતા ત્યારે ત્યાંના પ્રસિદ્ધ વેદાન્તશાસ્ત્રી ભાનુશંકરની પાસે ચતુઃસૂત્રીનું એમણે અધ્યયન કીધું હતું. આમ વ્યાકરણ અને વેદાન્તમાં એમણે પ્રાચીન

પ્રણાલિકા પ્રમાણે પ્રવેશ કીધો હતો તેથીજ પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે શીખેલા પદવીધરો કરતાં સંસ્કૃત પર એમનું પ્રભુત્વ ઘણું વધારે હતું. સંસ્કૃતમાં ભાષણ કરતાં તો આ લેખકે કદી એમને સાંભળ્યા નથી, પણ થોડા વખત પર કાશીના એક વિદ્વાન્ નૈયાયિક સુરતમાં આવ્યા હતા ત્યારે શબ્દ નિત્ય કે અનિત્ય એ પ્રશ્ન પર કમળાશંકરભાઈએ ઘણા લાંબા વખત સુધી બહુજ સહેલાઈથી સંસ્કૃતમાં વાદ કીધો હતો તે વખતે આ લેખક ત્યાં હાજર હતો. એમની કારકીર્દિની શરૂઆતમાં એઓ સુરત, ભરુચ, નડિયાદ વગેરે સ્થળે શિક્ષક તરીકે કામ કરતા હતા ત્યારે એઓ સંસ્કૃતના જ્ઞાન માટે એટલા વખણાયલા કે એમના તરફ, તે વખતના શિષ્યો આજે પણ બાલકવત્ પૂજ્યભાવ ધારણ કરે છે.

## સંસ્કૃતના અધ્યાપક—

સંસ્કૃતના અચ્છા વિદ્વાન્ તરીકે એમની ખ્યાતિ પ્રસરી ગઈ એટલે ભાવનગરની સામળદાસ કૉલેજમાં પ્રોફેસર તરીકે ઇ. સ. ૧૮૮૯માં એમની નીમણુક થઈ. પ્રકૃતિએ એઓ એટલા સરળ અને એકમાર્ગી હતા કે ખટપટ હોય ત્યાં એમને ગોઠતું નહિ. એટલે એક વર્ષ કામ કર્યા પછી અમદાવાદમાં પહેલા આસિસ્ટન્ટ તરીકે મૂળ હતા ત્યાંજ એ પાછા આવ્યા. ઇ. સ. ૧૮૯૧માં એલફિન્સ્ટન કૉલેજમાં ડૉ. પીટરસનની જગાએ મિ. વૈદ્ય કામ કરતા હતા તેમનું મૃત્યુ થતાં કમળાશંકરભાઈની નીમણુક ઍકટિંગ પ્રોફેસર ઑફ ઓરિએન્ટલ લૅંગવેજીસ તરીકે થઈ. આ જગા મેળવનાર

પહેલા ગુજરાતી એઓજ હતા. એજ જગાએ પાછું બે વાર એમણે કામ કર્યા બાદ ઇ. સ. ૧૮૯૫ માં ડેક્કન કૉલેજમાં પ્રો. કાથવટેની જગાએ અધ્યાપક તરીકે એ આવ્યા. એમણે ત્યાં ઘણું સારૂં કામ કીધું હતું. કાવ્યપ્રકાશનું વિવરણ પ્રો. કાથવટે જેવા પ્રતિષ્ઠિત અધ્યાપક કરતાં પણ વધારે સ્પષ્ટ રીતે એઓ કરતા હતા. આ બાબત ડૉ. રામકૃષ્ણ ભાંડારકરે એમને ખાસ ધન્યવાદ આપ્યો હતો.

આમ ચાર ચાર ફેરી કામચલાઉ પ્રોફેસર તરીકે કામ કરેલું છતાં જ્યારે એલ્ફીનસ્ટનમાં કાયમની પ્રોફેસરની નીમણુક થવાનો પ્રસંગ આવ્યો ત્યારે તે જગા મિ. શ્રીધર રામકૃષ્ણ ભાંડારકરને મળી, ને ડક્કનમાં એમજ જગા ખાલી પડી ત્યારે મિ. કાશીનાથ બાપુ પાઠક ત્યાં નીમાયા. પ્રોફેસર તરીકે પ્રતિષ્ઠા પામવાની સદ્ગતને તીવ્ર ઇચ્છા હતી, એટલે સ્વાભાવિક રીતે આ બે બનાવોથી એમને ભારી નાઉમેદી થઈ હતી. મિ. જાઈલ્સને પણ એમના હક્ક પર તરાપ પડી તે લાગ્યું એટલે એમણે ઇ. સ. ૧૯૦૨ માં અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં પ્રિન્સિપાલ તરીકે એમની નિમણુક કરાવી. પ્રિન્સિપાલ તરીકે સ્વાભાવિક રીતે ગુજરાતી ભાષા અને તેના શિક્ષણ તરફ એમનું લક્ષ ખેંચાયું, ને 'શાળાપત્ર' ના તન્ત્રી તરીકે માનસશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર ને વ્યાકરણશાસ્ત્ર પર એમણે અનેક વિદ્વત્તાભર્યા નિબન્ધો લખ્યા. સંસ્કૃતના અધ્યાપક થયા હોત તો કદાચ આ દિશા તરફ એમનું ધ્યાન ન પણ જાત, એટલે આજે ગુજરાતી દૃષ્ટિબિંદુએ

જોઈએ તો જે થયું તે ઠીકજ થયું એમ થાય છે. અને સંસ્કૃત પંડિત તરીકે તો એ ભાષાના અનેક કઠિન ગ્રંથો પ્રકાશિત કરી એમણે કીર્તિ સંપાદન કરી છે. એ મહેચ્છા તૃપ્ત કરવા પ્રોફેસરજ થવાની કાંઈ જરૂર પડતી નથી.

એમના ગ્રન્થો--

સરકારી સંસ્કૃત પુસ્તકમાળા (Bombay Sanskrit Series) નીકળતી હતી તેનો નિયમ એવો હતો કે અગાઉ પ્રસિદ્ધ ન થયાં હોય એવાં પુસ્તકો પ્રતિષ્ઠિત વિદ્વાનો મારફત સંશોધિત કરાવી બહાર પાડવાં. કમળાશંકરભાઈને ડૉ. ભાંડારકરે પહેલું તો ભટ્ટિકાવ્ય અથવા રાવણવધ નામનું પાણિનિના સૂત્રોની સમજ આપતું ઉદાહરણકાવ્ય સોંપ્યું. પંચમહાકાવ્ય જેટલું આમાં સૌન્દર્ય નથી, છતાં બાવીસ સર્ગનું આ મહાકાવ્ય વ્યાકરણશાસ્ત્રની દૃષ્ટિથી પ્રમાણભૂત ગ્રન્થ ગણાય છે. એ કાવ્ય પર તેર જૂદી જદી ટીકાઓ છે. તેમાં જયમંગલકૃત જયમંગલા સૌથી વધારે જૂની ને જાણીતી છે. પણ મલ્લિનાથની સર્વપથીન નામની ટીકાનો પશ્ચિમ હિન્દમાં પ્રચાર નહોતો એટલે તે ટીકા સાથે કમળાશંકરભાઈએ એ કાવ્ય સંશોધિત કરી છપાવ્યું. એના ઉપોદ્‌ઘાતમાં એ ગ્રન્થનો કર્તા ભટ્ટિ નામનો કોઈ સ્વતન્ત્ર કવિ છે કે ભર્તૃહરિ છે તે પર વિવેચન કીધું છે ને અંગ્રેજીમાં ટિપ્પણ છે. વળી શ્લોકાનુક્રમણિકા ઉપરાંત પરિશિષ્ટો છે, તેમાં ભટ્ટિકાવ્યમાં આવતાં વિશેષ નામો, સર્વપથીનમાં ટાંકેલા ગ્રન્થો, અજ્ઞાત લેખકોનાં અવતરણો

તથા પાઠાન્તરો વગેરે ગણાવેલાં છે. આવા કાળજીપૂર્વક તૈયાર કરેલા આ ગ્રન્થને ડૉ. ભાંડારકરે બહુજ વખાણ્યો હતો.

રેખાગણિત નામનો જગન્નાથ સમ્રાટ્ વિરચિત ભૂમિતિનો ગ્રન્થ મૂળ સ્વ. હરિલાલભાઈને પ્રસિદ્ધ કરવા અપાયલો. એ કાર્ય પૂરૂં કર્યાં પહેલાં હરિલાલભાઈનું અવસાન થયું એટલે એમનાં વિધવા કમળાશંકરભાઈ પાસે આવ્યાં ને અધુરૂં રહેલું કામ પાર પાડવા એમને વિનંતિ કરી. હરિલાલભાઈની પ્રતમાં પાને પાને અશુદ્ધિઓ હતી, એટલે એમણે અનેક પ્રતો મેળવી અને ખાસ કરી જયપુરના પ્રખ્યાત રાજા સવાઈ જયસિંહે તૈયાર કરાવેલી એક નકલ મેળવી મૂળ ગ્રન્થ સંશોધિત કર્યો. વળી અંદર આકૃતિઓ કાઢવા માટે બે જૂનાં પુસ્તકો એમના શિષ્ય રા. ત્રંબકરાવ જાદવરાવ બૅરિસ્ટર–એટ લૉની સહાયથી વિલાયતથી મેળવ્યાં. એક યુકિલડની ગ્રેગરીની ૧૭૦૩ ની આવૃત્તિ ને બીજું ૧૫૭૦ માં છપાયલું બિલિંગસ્લેનું યુકિલડનું અંગ્રેજી ભાષાન્તર. આમ ગ્રન્થ આખો તૈયાર થયા પછી એનું મૂળ શોધવામાં પણ એમને ઘણી વિટંબના પડી હતી. અનેક ગણિતશાસ્ત્રીઓ તેમજ બ્રિટિશ મ્યુઝિયમના પુસ્તકાધિકારી તરફથી કંઈ પત્તો ન મળ્યો ત્યાર પછી આખરે મહામહોપાધ્યાય સુધાકર દ્વિવેદીએ મૂળ ગ્રન્થ મોકલાવી આપ્યો. તે પરથી મજિસ્તિ (Almagest) ના લેખક નાસીરૂદ્દીને અરબ્બીમાં ગ્રન્થ તૈયાર કરેલો તેનું રેખાગણિત ભાષાન્તર છે એમ નક્કી થયું. યુકિલડે કેટલાક સિદ્ધાન્તની પરોક્ષસિદ્ધતા આપી છે તેની રેખાગણિતમાં પ્રત્યક્ષસિદ્ધતા આપી છે. આ અને

રેખાગણિતની એવી બીજી ખાસ ખૂબીઓ, ભૂમિતિ પ્રથમ હિન્દમાં શોધાઈ કે ગ્રીસમાં, તેમજ નાસીરૂદ્દીન તથા સવાઈ જયસિંહ વગેરે વિષયો પર ઘણી રસભરી ચર્ચા એમણે ઉપોદ્‌ઘાતમાં કરી છે. આ પુસ્તકને છેડે અંગ્રેજીમાં ટિપ્પણો આપેલાં છે. તે વાંચતી વખતે કમળાશંકરભાઈ કોઈ ગણિતશાસ્ત્રી હોય તેમજ લાગે છે. વિજ્ઞાનકોશના રચનારાઓને ખપ લાગે એવા કેટલાક ઉત્તમ પારિભાષિક શબ્દો પણ અંદર છે, એટલે એ રીતે પણ પુસ્તકની ઉપયોગિતા ઘણી છે.

એકાવલી નામનો વિદ્યાધરરચિત ગ્રન્થ પછી એમને સોંપવામાં આવ્યો. આ ઘણું જાણીતું પુસ્તક હોવાથી રેખાગણિત માફક આની હસ્તલિખિત પ્રતો મેળવતાં મુશ્કેલી નહોતી પડી. મમ્મટના કાવ્યપ્રકાશની ધાટી પર આ કાવ્યશાસ્ત્રનો ગ્રન્થ રચાયલો છે. કાવ્યપ્રકાશમાં દશ ઉલ્લાસ છે, તેમ આમાં આઠ ઉન્મેષ છે. આના પર પ્રખ્યાત ટીકાકાર મલ્લિનાથે તરલ નામની ટીકા રચી છે તે પણ એમણે સાથે છપાવી છે. એકાવલી કયારે લખાઈ તે પર ડૉ. ભાડાંરકરે પૂર્વે લેખ લખ્યો હતો, તેમાં જે નિર્ણય પર આવેલા તેને કમળાશંકરભાઇની શોધખોળથી કંઈ બાધ આવે છે કે નહિ તે પર ડૉ. ભાડાંરકરે પણ આ પુસ્તકમાં વિવેચન કીધું છે. અંગ્રેજીમાં ઘણું વિસ્તારવાળું ટિપ્પણ કમળાશંકરભાઈએ લખ્યું છે ને પાઠભેદ, શ્લોકોની અનુક્રમણિકા, તથા એકાવલીમાં ટાંકેલા લેખકો તથા અવતરણોની ટીપ વગેરે પરિશિષ્ટમાં છે. આ પુસ્તક માટે પણ ડૉ. ભાંડારકરે ઉંચો અભિપ્રાય દર્શાવ્યો હતો. કલકત્તા

યુનિવર્સિટિની એમ. એ. માં એ અવરનવર પાઠ્ય પુસ્તક તરીકે આવે છે.

પ્રતાપરુદ્રયશોભૂષણ નામનું વિદ્યાનાથનું રચેલું કાવ્યશાસ્ત્રનું પુસ્તક એમણે પછી પ્રસિદ્ધ કીધું. આ ગ્રન્થ શાસ્ત્રીવર્ગમાં ઘણો પ્રચલિત છે. મલ્લિનાથે પણ પોતાની પંચકાવ્યની ટીકામાં એમાંથીજ અલંકારોનાં લક્ષણ મોટે ભાગે લીધાં છે. એને ટુંકામાં પ્રતાપરુદ્રીય તરીકે સંબોધવામાં આવે છે. એમાં નવ પ્રકરણ છે. અન્ય લેખકોએ નાયકને ન્યાય આપ્યો નથી તેથી એ વિષય પર એમાં ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. એના પર મલ્લિનાથના પુત્ર કુમારસ્વામિન્‌ની રત્નાપણ નામની ટીકા છે, તે પણ એમણે સાથે છપાવી છે. ઉપોદ્‌ઘાતમાં ગ્રન્થકાર તથા ટીકાકારનો સમય વગેરે પર વિવેચન કીધું છે. પુસ્તકને અન્તે અંગ્રેજીમાં ટિપ્પણ છે અને આઠ પરિશિષ્ટો છે. એમાં પહેલાં સાત તો એમના બીજા ગ્રન્થોમાં છે તે રીતનાં છે, પણ ખાસ કરીને આઠમું પરિશિષ્ટ છે, તેમાં ભામહ નામનો એક જૂનો આલંકારિક થઈ ગયો છે, તેનું કાવ્યાલંકાર નામનું પુસ્તક બે પ્રત હાથ લાગી તે પરથી શુદ્ધ કરી એમણે છપાવ્યું છે. ઉપોદ્‌ઘાતમાં પણ ભામહ પર મળી શકી તેટલી હકીકત એમણે લખી છે. Bhandarkar Commemoration Volume છપાયું ત્યારે ભામહ પર એમણે અંગ્રેજીમાં એક ઘણો વિદ્વત્તાભર્યો નિબન્ધ લખ્યો હતો.

વૈયાકરણભૂષણ નામનો વ્યાકરણની ફિલસુફીનો આકર-ગ્રન્થ કમળાશંકરભાઈએ ઇ. સ. ૧૯૧૫માં બહાર પાડ્યો.

આ પ્રમાણભૂત ગ્રન્થ, ભટ્ટોજી દીક્ષિતની કારિકાઓ પર ટીકા રૂપે, એના ભત્રીજા કૌંડભટ્ટે રચ્યો છે. પાણિનિની અષ્ટાધ્યાયી પર શબ્દકૌસ્તુભ નામનો મહાન્ ગ્રન્થ ભટ્ટોજી દીક્ષિતે રચ્યો છે. તેમાંના સિદ્ધાન્તોનો સાર કારિકામાં છે. મીમાંસકો અને નૈયાયિકોના મતોનું અંદર ખંડન કીધું છે. આ ગ્રન્થ પર કાશિકા નામની પૂર્વે કદી પ્રકાશિત ન થયેલી દુર્મિલ ટીકા હરિરામે લખી છે તેની બે પ્રત કમળાશંકરભાઈએ મહા પ્રયાસે મેળવી તે પણ જોડે અંદર છપાવી છે. આ કઠિન ગ્રન્થ સુગમ થાય એ હેતુથી વિસ્તૃત ટિપ્પણ પણ અંગ્રેજીમાં એમણે આપ્યું છે ને અંતે પાઠાન્તરો, કારિકાની કક્કાવારી, કૌંડભટ્ટે ટાંકેલાં પુસ્તકો વગેરેનાં રીત મુજબ પરિશિષ્ટો તો છેજ.

ષડ્ભાષાચન્દ્રિકા—પ્રાકૃત ભાષાઓ પ્રત્યે કમળાશંકરભાઇને અગાઉથી પ્રેમ તો હતોજ. વરરુચિના પ્રાકૃતપ્રકાશનું ભાષાન્તર એમણે ‘શાળાપત્ર’માં કકડેકકડે છપાવ્યું હતું. વૈયાકરણભૂષણ બહાર પડ્યાને વર્ષ પૂરું નહોતું થયું તે પહેલાં તો લક્ષ્મીધરનો રચેલો ષડ્ભાષાચન્દ્રિકા નામનો પ્રાકૃત વ્યાકરણનો મોટો ગ્રન્થ એમણે પ્રસિદ્ધ કર્યો. એમાં મહારાષ્ટ્રી (કે પ્રાકૃત), શૌરસેની, માગધી, પૈશાચી, ચૂલિકાપૈશાચી ને અપભ્રંશ, એ છ ભાષાનું નિરૂપણ છે. વરરુચિએ તો ચારજ ભાષાનું નિરૂપણ કીધું છે, પણ લક્ષ્મીધરે અપભ્રંશ પર હેમચન્દ્ર કરતાં કાંઈ ઓછું લખ્યું નથી. સૂત્રનાં ઉદાહરણો હેમચન્દ્ર અપભ્રંશ સાહિત્યમાંથી આપે છે તેમ લક્ષ્મીધરે કીધું નથી, પણ એણે નવી સંજ્ઞાઓ

દાખલ કરીને સૂત્રો વધારે ટુંકાં ને સરસ બનાવ્યાં છે. મૂળ સૂત્રો વાલ્મીકિનાં છે કે ત્રિવિક્રમનાં તે ઉપર એઓએ ઉપોદ્ઘાતમાં ચર્ચા કરી છે, તેમ લક્ષ્મીધરને લગતી સઘળી જાણવા જેવી માહિતી પણ અંદર લખી છે. હેમચન્દ્ર, વરરુચિ, ત્રિવિક્રમ, માર્કંડેય વગેરે લેખકોના ગ્રન્થો તથા પ્રાકૃતમણિદીપ તેમજ ષડ્ભાષામંજરી વગેરે પ્રાકૃત વ્યાકરણના જે જે ગ્રન્થો એમને મળ્યા તે સર્વ જોઈ જઈને એમણે બહુ શ્રમપૂર્વક અંગ્રેજી ટિપ્પણ લખ્યું છે.

આ પુસ્તકને અંતે નવ પરિશિષ્ટ છે તેમાં ગ્રન્થમાં આવતા પ્રાકૃત શબ્દનો કોશ વગેરે છે. પણ સૌથી વધારે અગત્યનું તો સાતમું પરિશિષ્ટ છે. એમાં હેમચન્દ્રનાં અપભ્રંશ ઉદાહરણો આપ્યાં છે. લક્ષ્મીધરે હેમચન્દ્ર માફક એ સાહિત્યમાંથી ઉદાહરણો નથી આપ્યાં તે ઉણપ આ રીતે કમળાશંકરભાઈએ પૂરી છે. વળી હેમચન્દ્રે શ્લોકો સંસ્કૃતમાં નથી આપ્યા એટલે કમળાશંકરભાઈએ ઉદયસૌભાગ્યગણિએ રચેલી ધુંધિકા અથવા વ્યુત્પત્તિદીપિકા નામની ટીકા જોઈને એ શ્લોકોનું સંસ્કૃત પણ અંદર મૂકયું છે. આમ હોવાથી એમ. એ. ના ગુજરાતીના અભ્યાસકોને આ પરિશિષ્ટ બહુજ ઉપયોગી થઈ પડે એવું છે એટલે એની પાઠ્ય પુસ્તક તરીકે યુનિવર્સિટીએ ભલામણ કરી છે.

પ્રક્રિયાકૌમુદી—સંસ્કૃતમાં બેજ કૌમુદી પ્રસિદ્ધ છે, પ્રક્રિયાકૌમુદી ને સિદ્ધાન્તકૌમુદી. આ બેઉમાં, કાશિકાવૃત્તિમાં અષ્ટાધ્યાયીને અનુસારે સૂત્રો આપ્યાં છે તેમ નહિ પણ પ્રક્રિયાને અનુસારે સૂત્રો આપ્યાં છે. એ બેમાં રામચન્દ્રકૃત

પ્રક્રિયાકૌમુદી વધારે પ્રાચીન છે. એમાં સર્વે સૂત્રો સમજાવ્યાં નથી ને સિદ્ધાન્તકૌમુદીમાં એકેએકનું સ્પષ્ટીકરણ થયું છે. કાતન્ત્ર, કે મુગ્ધબોધ, કે વ્યાઘ્રપાદ જેવી પાણિનિથી ભિન્ન પદ્ધતિથી સિદ્ધ થતાં રૂપો રામચન્દ્ર સ્વીકારે છે, ને ભટ્ટોજી દીક્ષિત તો પાણિનિ, કાત્યાયન અને પતંજલિ એ મુનિત્રયથી ભિન્ન મતને વર્ જ્ય ગણે છે, એટલે મનોરમામાં પ્રક્રિયાકૌમુદી વિરુદ્ધ ભટ્ટોજી દીક્ષિતે ટીકા કરવામાં પાનેપાનાં ભર્યાં છે. આ પરથી એમ લાગે છે કે અસલ આ ગ્રન્થ બહુ લોકપ્રિય હતો ને એનાજ નમૂના પર સિદ્ધાન્તકૌમુદી રચાયલી. પ્રક્રિયાકૌમુદી પર છ ટીકા છે તેમાં રામચન્દ્રનાજ પૌત્ર વિઠ્ઠલાચાર્યે પ્રસાદ નામની ટીકા લખી છે તે મૂળ ગ્રન્થ સાથે કમળાશંકરભાઇએ છપાવી છે, ને મોટો ઉપોદ્ઘાત પણ અંગ્રેજીમાં લખ્યો છે. આ ગ્રન્થ બહુજ મોટો થયો છે. એનો પૂર્વાર્ધ પોતે છેલ્લી મૂર્છામાં પડ્યા તેને આગલેજ દિવસે બંધાઈને આવ્યો તે જોઈ, એ સરસ્વતીના વિરલ ઉપાસકની આંખમાંથી હર્ષાશ્રુ પડ્યાં હતાં, પણ આસપાસ બેઠેલાં સ્વજનોનાં નયનમાંથી તો શોકાશ્રુની ધારા ચાલી હતી. એનો ઉત્તરાર્ધ પ્રેસમાં છે. કમળાશંકરભાઇએ આખો ગ્રન્થ તૈયાર કરી નાંખ્યો છે એટલે હવે એ સ્વજનોમાંનુંજ કોઈક એ છપાવવાનું કામ માથે લેશે.

શાંકરભાષ્યનો અનુવાદ—શંકરાચાર્યના આ અદ્વિતીય ગ્રન્થનું ભાષાન્તર સ્વ. મણિલાલ દ્વિવેદીએ 'સુદર્શન'માં આરંભ્યું હતું, પણ થોડાંક સૂત્રો થયા પછી મૂકી દીધું હતું. આજ ગ્રન્થનો અનુવાદ કરવાનું કામ ગુજરાત વર્નાક્યુલર

સોસાયટીએ કમળાશંકરભાઈને ઇ. સ. ૧૮૯૩ માં સોંપ્યું હતું. એ કામ અવકાશે ધીરે ધીરે એમણે પૂરૂં કીધું ને પહેલો ભાગ ઇ. સ. ૧૯૦૭માં ને બીજો ઇ. સ. ૧૯૦૯માં પ્રસિદ્ધ કીધો. આમાં દરેક પાનામાં નીચે રત્નપ્રભા અને ભામતી પર મુખ્ય આધાર રાખી સમજૂતી આપવામાં આવી છે. આ ગ્રન્થની ભાષા 'વિષયને અનુસરતી' રાખવા જતાં એટલી સંસ્કૃતમય થઈ ગઈ છે, કે મૂળ સંસ્કૃત ભાષ્ય વાંચી શકે એટલા અધિકારવાળા વાચકજ એ અનુવાદ સમજી શકે. એજ ગ્રન્થનો બીજો ગુજરાતી અનુવાદ બહાર પડ્યો ત્યારે આ ફરિયાદ આ લેખકે સદ્‌ગતને મોંઢામોંઢ કરી હતી ત્યારે એમણે કહ્યું હતું કે બીજી આવૃત્તિમાં હું ભાષા ખરેખરી સરળ કરવા માંગું છું, પણ કમનસીબે તે વખત આવ્યોજ નહિ.

### વિદ્યાર્થીવર્ગ માટે પુસ્તકો—

આ ઉપરાંત વિદ્યાર્થી વર્ગ માટે પણ એમણે અનેક પુસ્તકો લખ્યાં છે. ડૉ. ભાંડારકરની સંસ્કૃત સેકન્ડ બૂક, જેની પહેલી આવૃત્તિનું ભાષાન્તર દિ. બા. અંબાલાલભાઈએ કીધું હતું, તે સુધારીને તૈયાર કરવાનું કામ ડૉ. ભાંડારકરે એમને ઇ. સ. ૧૮૮૯માં સોંપ્યું. વ્યાકરણની પરિભાષામાં યોગ્ય ફેરફાર કરી એ કામ એમણે ઉત્તમ રીતે પાર પાડયું હતું. ઇ. સ. ૧૮૯૬ માં પ્રો. ગજ્જરની સૂચનાથી 'સયાજીજ્ઞાનમંજૂષા'માં સંસ્કૃત પ્રથમ પુસ્તક એમણે પ્રસિદ્ધ કર્યું હતું. એજ માળા માટે સંસ્કૃત દ્વિતીય ને તૃતીય પુસ્તકો પણ એમણે રચ્યાં હતાં, પણ પ્રો. ગજ્જર વડોદરા છોડી

મુંબાઈ ગયા એટલે તે છપાયાં નથી. છોકરીઓ સહેલાઈથી સંસ્કૃત શીખી શકે એ હેતુથી 'સરલા' નામનું નાનું પુસ્તક લખવાની એમને ઇચ્છા હતી, પણ એ કામ એમનાથી સમયને અભાવે થઈ શકયું નહોતું. ઇ. સ. ૧૯૧૫ માં એમણે સંસ્કૃત ગદ્યપદ્યસંગ્રહાત્મક 'સાહિત્યમંજરી' નામની ચોપડી પણ પ્રસિદ્ધ કરી હતી. એ પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર થઈ હતી.

સંસ્કૃત ટીચર—આ વર્ગનાં પુસ્તકોમાં સૌથી વધારે પ્રખ્યાતિ પામેલું પુસ્તક સંસ્કૃત ટીચર છે. સાહિત્યને પ્રાધાન્ય આપી વ્યાકરણને ગૌણ રાખી નવીન શૈલી પર એમણે પ્રથમ ગુજરાતીમાં સંસ્કૃત શિક્ષિકા રચી, ને તે પરથી સંસ્કૃત ટીચર અંગ્રેજીમાં ઇ. સ. ૧૯૧૧ માં બહાર પાડી. મુંબાઈ અલ્લાહાબાદ ને મધ્ય પ્રાંતોમાં એ પાઠ્ય પુસ્તક તરીકે ચાલે છે. મધ્ય પ્રાંતોમાં તો ડૉ. ભાંડારકરનાં પુસ્તકો હવે શીખવાતાંજ નથી. પૂર્વ તેમજ પશ્ચિમના અનેકાનેક વિદ્વાનોએ એ ગ્રન્થની મુક્તકંઠે પ્રશંસા કરી છે. એની છ આવૃત્તિઓ થઈ છે ને મરાઠી, હિન્દી ને બંગાળીમાં એના અનુવાદો પણ થઈ ચૂકયા છે. આ પુસ્તક જોઈ ગુરુવર્ય ભાંડારકર શિષ્યાદ્ ઇચ્છેત્ પરાજયમ્ એ વચન ભૂલી જઈ મત્સરગ્રસ્ત થઈ ગયા હતા! કમળાશંકરભાઈએ એ પર અભિપ્રાય દર્શાવવા કાગળો લખ્યા તેના એમણે જવાબ સુદ્ધાં આપ્યા નહોતા. આ વર્તનથી સદ્ગતને અતિશય દુઃખ થયું હતું. આમ થાય એમાં કંઈ નવાઈ નથી. કમળાશંકરભાઈને પોતાના આ ગુરુ તરફ એટલો પૂજ્યભાવ

હતો કે આ અનુભવ થયા પછી પણ એઓ 'અનુભવ-વિનોદ'માં પોતાના વિદ્યાર્થીજીવન પર ટીકા કરતાં કહે છે કે 'ફરી એ સમય આવે. ફરી મારા પૂજ્ય ગુરુઓ વર્ડ્ઝવર્થ ને ભાંડારકરના ચરણકમળ સમીપ બેસી તેમનાં ઉત્તમ શિક્ષણનો લાભ લેવાનો પ્રસંગ આવે એવા વિચાર મનમાં હરહમેશ આવ્યાં કરે છે.'

ગુજરાતના ભાંડારકર—

સ્વ. કમળાશંકરભાઈ ડૉ. ભાંડારકર માફકજ એલ્ફિન્સ્ટન કૉલેજમાં અધ્યાપક હતા, વર્ષો સુધી અનેક વિદ્યાપીઠોમાં પરીક્ષક હતા, વિદ્યાર્થીવર્ગનાં સંસ્કૃત પુસ્તકોના લેખક હતા, તેમજ અનેક ગ્રન્થોના સંશોધક પણ હતા, એટલે એમને ગુજરાતના ભાંડારકર કહેવામાં આવે છે તે એક દૃષ્ટિએ ખોટું નથી. યુનિવર્સિટિમાં પાસ થયેલા ગુજરાતી પંડિતોમાં કમળાશંકરભાઈનું સ્થાન, દક્ષિણીઓમાં ડૉ. ભાંડારકરના જેવુંજ છે એમ કહીએ તો કોઈને અન્યાય થવાનો સંભવ નથી. ભાંડારકર જેટલું કાર્ય સદ્‌ગતે બેશક કીધું છે. મુંબાઈ સંસ્કૃત પુસ્તકમાળામાં તો એમણે કોઈ પણ ગુજરાતી કે દક્ષિણી વિદ્વાન કરતાં વધારે ગ્રન્થો પ્રગટ કીધા છે. આ ગ્રન્થો એમના સંસ્કૃત પાંડિત્યના સ્મરણસ્તંભો છે ને ગુજરાત કરતાં અન્ય પ્રાંતોમાં એમની પ્રતિષ્ઠા "ઘરકા જોગી જોગટા ઓર બહારસેં આયા વો સિદ્ધ" એ ઉક્તિ અનુસાર, એટલી ભારી છે કે બનારસ ગયેલા સુરતના એક શાસ્ત્રીને મોઢે બે મહામહોપાધ્યાય પંડિતોએ એમ અભિપ્રાય આપેલો કે મુંબાઈ પ્રાંતના બે મુખ્ય પંડિતોમાંથી ભાંડારકર મહાશય કરતાં

અમે તો ત્રિવેદીમહાશયને વધારે ઉંચું સ્થાન આપીએ છીએ. આમ છતાં સત્યને ખાતર કહેવું જોઈએ કે ડૉ. ભાંડારકરે History of Deccan અને Shaivism and Vaishṇavism જેવા મૌલિક ગ્રન્થો લખ્યા છે તેવા કમળાશંકરભાઈએ લખ્યા નથી. પુરાતત્ત્વવેત્તા તથા તત્ત્વવેત્તા તરીકે ડૉ. ભાંડારકર જેટલી પ્રતિષ્ઠા કમળાશંકરભાઈ મેળવી શકયા નહોતા. કાયમના અધ્યાપક ન થયા તેથી એમના જીવનકાર્યની દિશા બદલાઈ ગઈ હતી. ૧૯૦૨ થી ૧૯૧૪ સુધીનો એમનો મધ્યાવસ્થાનો સમય ગુજરાતી સાહિત્યની સેવામાં ગયો હતો. આથી એ બાર વર્ષમાં એઓ માત્ર એકજ સંસ્કૃત ગ્રન્થ પ્રસિદ્ધ કરી શકયા હતા. ડૉ. ભાંડારકરને આવું થયું નહોતું તેમ એમણે પોતાની માતૃભાષામાં કમળાશંકરભાઈ જેટલું લખ્યું નથી એ હકીકત પણ વિસારવા જેવી નથી. જો કમળાશંકરભાઈ કાયમના અધ્યાપક થયા હોત તો ભાંડારકર જેવું કાર્ય પણ કરત એવી યદિવિચારણાના ક્ષેત્રમાં પડ્યાથી કાંઈ ફળ નથી. એ બે મહાપંડિતોના પાંડિત્યની તુલના કરતાં કમળાશંકરભાઈના અદ્ભુત ઉદ્યોગ તરફજ વાચકવર્ગનું ધ્યાન ખેંચવું વધારે ઇષ્ટ છે. કમળાશંકરભાઈએ કદી રજા લીધી નહોતી ને સ્વકર્તવ્ય એકનિષ્ઠાથી બજાવ્યું હતું. રજા દરમ્યાન હજારો ઉત્તરપત્રો તપાસવાનું કંટાળાભર્યું કામ એઓ કરતા. તેમાંથી વખત કાઢીને કઠિન ગ્રન્થોની જૂદી જદી હસ્તલિખિત પ્રતો સુધારવી, સરખાવવી, ઉતારવી અને પછી અનેક પુસ્તકો જોઈ ટિપ્પણો લખવાં ને કોશરચના જેવી પ્રવૃત્તિ કરી સંખ્યાબંધ પરિશિષ્ટો બનાવવાં અને આખરે

આઠસેંહજાર પાનાનાં દળદાર સંસ્કૃત પુસ્તકોનાં બેત્રણ ફરી પ્રૂફ તપાસવાનું કામ જાતેજ કરવું—આ બધામાં કેટલો વખત જતો હશે ને શ્રમ લેવો પડતો હશે, તેની કલ્પના કરતાંજ આ લેખક તો આશ્ચર્યચકિત થાય છે. ખરેખર! કાર્લાઈલ કહે છે તેમ શ્રમ લેવાની અનન્ત શક્તિ એટલે પ્રતિભા એ લક્ષણ સ્વીકારીએ તો કમળાશંકરભાઈ પ્રતિભાશાળી પુરુષ હતા એમ કહ્યા વગર છૂટકો નથી.

### એમના મૌલિક ગ્રન્થો

પ્રતિભા શબ્દ વિવાદજનક છે. મૌલિક ગ્રન્થો ન રચ્યા હોય તેને પ્રતિભાશાળી કદાપિ ન કહી શકાય એમ પણ કેટલાકનું માનવું છે. કચરા જેવા મૌલિક ગ્રન્થો લખવા કરતાં તો શારીરિકભાષ્ય કે શ્રીભાષ્યનું ભાષાન્તર કરવું એ વધારે સારૂં છે. છતાં કમળાશંકરભાઈએ તો શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્ત્વો ને બૃહદ્વ્યાકરણ એ બે મૌલિક ગ્રન્થો પણ રચ્યા છે, એટલે એમની પ્રતિભા વિષે શંકાને સ્થાન નથી. પહેલો ગ્રન્થ પાશ્ચાત્ય માનસશાસ્ત્ર ને શિક્ષણશાસ્ત્રના અભ્યાસનું ફળ છે ને બીજો પૌરસ્ત્ય વ્યાકરણશાસ્ત્ર ને ભાષાશાસ્ત્રના અધ્યયનનું પરિણામ છે. કમળાશંકરભાઈનો કાવ્યશાસ્ત્ર તથા વેદાન્તશાસ્ત્રનો અભ્યાસ પણ ઘણો ઉંડો ને વિશાળ હતો, ને એ બેઉ વિષય પર બે સ્વતંત્ર ગ્રન્થો ગુજરાતીમાં રચવાની એમને ઉમેદ હતી. કાવ્યશાસ્ત્ર પર તો એમણે નીચે જણાવેલા મોટામોટા નિબન્ધો પણ લખ્યા છે.

| | |
|---|---|
| ૧. કાવ્યલક્ષણ | ૭. નાટય–નૃત્ય–નૃત્ત |
| ૨. કાવ્યત્વપ્રયોજક ગુણો | ૮. પદ્ય–ગદ્ય |
| ૩. કાવ્યના પ્રકાર (ઉત્તમ, મધ્યમ ને અધમ) | ૯. મહાકાવ્ય–ખંડકાવ્ય |
| | ૧૦. કથા–આખ્યાયિકા–ચંપૂ |
| ૪. રૂપક–દસ પ્રકાર | ૧૧. કવિ અને કાવ્ય |
| ૫. વસ્તુ-આધિકારિક, પ્રાસંગિક | ૧૨. કાવ્યશાસ્ત્રના વિનોદો |
| ૬. નેતા–ધીરોદાત્તાદિ | ૧૩. કવિ નર્મદ વગેરે વગેરે |

વેદાન્ત પર ગ્રન્થ રચવા વિષે એઓ શાંકરભાષ્યના અનુવાદની પ્રસ્તાવનામાં લખે છે કે:–

'શ્રીમચ્છંકરાચાર્યનો સમય તથા ચરિત, તે કાળની ધાર્મિક પરિસ્થિતિ તથા તે પરિસ્થિતિમાંથી એ આચાર્યશ્રીએ કરેલો ઉદ્ધાર ને વેદધર્મનું પુનઃસ્થાપન, તેમની અપૂર્વ દૈવી આધ્યાત્મિક શક્તિ તથા પરમતોનું ખંડન કરવાની ને સ્વ-મતનું મંડન કરવાની પ્રતિષ્ઠિત પદ્ધતિ, ઉપનિષદ્વાકયોને વેદધર્મ પર શ્રદ્ધાની અપેક્ષાએ એકવાકયતાની આવશ્યકતા, એ એકવાકયતા કરવાની તેઓશ્રીની અગાધ શક્તિ, અને એ એકવાકયતા દ્વારા સ્થૂણાનિખનનન્યાયે પ્રતિષ્ઠાપિત કરેલો માયાવાદ ને કેવલાદ્વૈત સિદ્ધાન્ત, એ સિદ્ધાન્તનાં મૂલ-તત્ત્વો ને અન્ય વેદાન્તમાર્ગોનું–વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત, દ્વૈત ઇત્યાદિનું–વિવરણ ને તારતમ્ય, શ્રીમચ્છંકરપાદનાં અન્ય ભાષ્યો ને ગ્રન્થો, એમના મતનું ઐદંપર્ય–રહસ્ય ને આર્ય-ભૂમિ પર તેમજ અન્ય ભૂમિના પણ વિદ્વાનો પર તેથી પડેલા અપૂર્વ સંસ્કારો, સમ્યગ્દર્શનના પ્રતિપક્ષભૂત સાંખ્ય, વૈશેષિક ( અર્ધવૈનાશિક ), બૌદ્ધ ( સર્વવૈનાશિક, મુક્તકચ્છ ), જૈન ( મુક્તવસ્ત્ર, લુંચિતકેશ ), માહેશ્વર ( જટાધારી શૈવ,

પંચપદાર્થવાદી), ભાગવત પંચરાત્ર(ચતુર્વ્યૂહવાદી)આદિ વાદોનાં મૂળતત્ત્વો ને તેમનું ખંડન, કેવલાદ્વૈતવાદ ને પાશ્ચાત્ય દેશના તેને મળતા વાદોનું તારતમ્ય ઇત્યાદિ વિષયો પર આ અનુવાદ સમાપ્ત થયો એટલે એની ભૂમિકામાં લખવાનો વિચાર હતો. પરંતુ એ લેખ ઘણો લાંબો થાય ને તેથી અનુવાદગ્રન્થના કદમાં વધારો થાય માટે એ વિચાર માંડી વાળ્યો છે. ઈશ્વરેચ્છા હશે ને સમયાદિની અનુકૂળતા મળશે તો એ બધા વિષયોનો સ્વતંત્ર ગ્રન્થ રચાશે.'

પણ સમયની અનુકૂળતા એમને પછી મળીજ નહિ. બૃહદ્વ્યાકરણ લખ્યા પછી મિ. કોઠારીના અત્યાગ્રહને વશ થઈ એમને વાચનમાળા રચવાના કાર્યમાં પ્રવૃત્ત થવું પડયું એટલે આ બે મૌલિક ગ્રન્થો ન રચી શકાયા. ફ્રડકેથી માંડી ટેલર સુધીના દરેક લેખકના વ્યાકરણ કરતાં બૃહદ્વ્યાકરણ એટલું ચઢીઆતું છે કે ગુજરાતી વ્યાકરણના ઇતિહાસમાં કમળાશંકરભાઈના પુસ્તકે નવો યુગજ પ્રવર્તાવ્યો છે. કાવ્યશાસ્ત્ર ને વેદાન્તશાસ્ત્રમાં એમ ન થાત છતાં એઓ વધુ જીવ્યા હોત તો બે મહામૂલ્યવાન્ ગ્રન્થો આપણને પ્રાપ્ત થાત એ નિઃસંશય છે. આ વિચાર આવે છે ત્યારે, કમળાશંકરભાઈનું પુખ્ત ઉમ્મરે અવસાન થયું હતું છતાં, એમ થયા વિના રહેતું નથી કે કોઈ અજાણ્યા ગામડામાં કેટલીક વાર અભણ ડોશીઓને ઈશ્વર એકસોચાળીસ વર્ષની જિંદગી બક્ષે છે તેના કરતાં નર્મદાશંકર કે ગોવર્ધનરામ જેવા કળાકારો અથવા મણિલાલ કે કમળાશંકર જેવા મહાપંડિતોને ઈશ્વરે ચિરંજીવી કીધા હોત તો કેવું સારૂં !



આ શબ્દનો સામાન્ય અર્થ ન લેતાં એને પારિભાષિક અર્થ અર્પી અત્રે વાપર્યો છે. એ અર્થ સ્પષ્ટ કરતાં પહેલાં, પ્રથમ પંચાયતનમન્દિર પર કંઈક કહેવું પડશે.

પંચાયતનમન્દિર એટલે શ્રી ગણપતિ, માતા, સૂર્ય, વિષ્ણુ અને મહાદેવની જ્યાં એકજ સ્થળે પૂજા થતી હોય એવું મન્દિર. ભગવાન શંકરાચાર્યના પ્રભાવથી આવાં મન્દિરો આજે સર્વત્ર જોવામાં આવે છે. એથી અનેક લાભ થયા છે. એક એ કે ગામેગામ ને પ્રાન્તેપ્રાન્તમાં જૂદા જૂદા અસંખ્ય દેવો પૂજાતા હતા તે બધાનું એક પ્રકારનું સારું વર્ગીકરણ થઈ ગયું છે. જેમકે, રામનું કે કૃષ્ણનું કે દત્તાત્રેયનું કે વિઠ્ઠલનાથજીનું, ગમે તેનું મન્દિર હોય તે બધાં વિષ્ણુમન્દિર ગણાવા લાગ્યાં. માતાનાં મુખ્ય સ્વરૂપ ત્રણ—મહાકાળી, મહાલક્ષ્મી ને મહાસરસ્વતી. પણ એ ઉપરાંત તાંત્રિકોની,

શાક્તોની, તેમજ નીચી કોમોની વિવિધ નામવાળી ને ગુણવાળી કંઈ કંઈ દેવીઓનાં મન્દિરો તે બધાં માતાનાં મન્દિરો લેખાયાં. બીજો લાભ એ થયો કે વર્ણમાંથી જ્ઞાતિઓ થઈ ને તેના પ્રકારો જેમ વધ્યાજ ચાલ્યા જાય છે, તેમ લિંગપૂજાનો પ્રારંભ થયો ત્યારથી મૂર્તિઓના પ્રકારો વધ્યાજ જતા હતા, તે અમુક અંશે અટક્યા. દાખલા તરીકે, સ્કંદ, હયગ્રીવ, નરસિંહ, પરશુરામ ઇત્યાદિ અનેક દેવોની પૂજા અમુક અમુક સ્થળે પ્રચલિત હતી તે લુપ્તપ્રાય થતી હતી, તે પ્રવૃત્તિને પંચાયતનપૂજાએ પોષણ આપ્યું, અને પંચાયતન અનુસારજ મૂર્તિઓની સંખ્યા ને પૂજા વધવા માંડી. શંકરાચાર્યે આમ અનેક દેવોના પાંચ દેવ કર્યા, પણ એમની પછીના મધ્યયુગીન ભારતમાં પાંચ મૂર્તિને બદલે સઘળા મૂર્તિપૂજક હિન્દુઓ અમુક એકજ પ્રકારની મૂર્તિને પૂજતા થઈ જાય એવી કોઈ પ્રવૃત્તિ સફળ થઈ જાણ્યામાં નથી. બાકી પર્યન્તે સર્વ મૂર્તિપૂજકોમાં ધાર્મિક એકતા વધારે એવી એ પ્રવૃત્તિદિશા છે.

યુગબળને પરિણામે ધાર્મિક ઐક્ય કરતાં સામાજિક ઐક્યની જરૂર હાલ વધી ગઈ છે. અન્ત્યજોને ઉચ્ચ વર્ણનાં મન્દિરોમાં પણ પ્રવેશ કરવા દેવા જોઈએ એમ માનનારની સંખ્યા વધતી જાય છે એ આનો એક પુરાવો છે. પરન્તુ હિન્દુઓના સામાજિક જીવનમાં રાજ્યસંસ્થા કરતાં ધર્મસંસ્થા ઘણી વધારે વ્યાપ્ત હોવાથી આ નવી માન્યતાનો સ્વીકાર આપણો જૂનો સમાજ એકદમ કરે એ સંભવિત નથી. ધાર્મિક માન્યતાઓ મનુષ્યપ્રકૃતિના અંગસમી બની જાય

છે એ જાણીતું છે અને જ્ઞાનવાનની ચેષ્ટા પણ, શ્રી ગીતાજી કહે છે તેમ, પ્રકૃતિની સદૃશ હોય છે એટલે નિગ્રહનો પણ ત્યાં પત્તો લાગતો નથી. પ્રથમ તો, અમુક ધાર્મિક માન્યતા ખોટી છે એવી પ્રતીતિ થતાંજ, તેમાં શ્રદ્ધા હોય તેને, વાર લાગે છે અને તેથી યે વધારે વાર તો, તે ખોટી છે એમ લાગ્યા પછી પણ તેની વિરુદ્ધ આચરણ કરતાં લાગે છે. આમાં દુષ્ટતા નથી. જડતા કંઈક ખરી, પણ તેના કરતાં યે નિર્બળતા વધારે છે, એ ભૂલવું ન જોઈએ.

આવી સંસ્થિતિમાં, પ્રચલિત માન્યતાની સાથે સીધા વિરોધમાં ન આવે પણ પરિણામે ધર્માચારને કાલાનુકૂલ સ્વરૂપ આપવા શક્તિમાન થાય એવી નવી ભાવનાનો પ્રચાર થવાની પ્રથમ અપેક્ષા છે. નવી ભાવના વિપ્લવાત્મક ભલે હોય, પરન્તુ તે વિપ્લવમુખી ન જોઈએ, કારણ સમાજ પ્રકૃતિથીજ વિપ્લવભીરુ હોય છે. વળી તે સર્વમાન્ય નહિ તો બહુમાન્ય થઈ શકે એવાં વ્યાવહારિક તેમજ આકર્ષક તત્ત્વોથી ભરેલી જોઈએ.

લોકમન્દિરની ભાવના આવી છે. કોઈ પણ હિન્દુ, કોઈ પણ સમયે, જેમાં દાખલ થઈ, તેની મુખ્ય મૂર્તિના દર્શન કરી શકે એવું મન્દિર, તે લોકમન્દિર. અત્રે 'હિન્દુ' એટલે હિન્દુ મહાસભાની નિયમાવલિમાં જેમને હિન્દુ ગણ્યા છે તે સઘળા. તેની વ્યાખ્યાનો સાર એ છે કે સનાતનીઓ, આર્યસમાજી, બ્રહ્મસમાજી, શીખ, જૈન અને બૌદ્ધ, તેમજ હિન્દ અને હિન્દી સંસ્કૃતિ તરફજ પોતાની આધ્યાત્મિક ઉન્નતિ અર્થે જોનારા ભારતના બીજા સર્વ

નિવાસીઓ—એ બધા હિન્દુ. મુસલમાન, યાહુદી, પારસી અને ખ્રિસ્તી એટલાજ હિન્દુ નહિ. ખૂબ ચવાયલો 'કૉમ્યુનલ એવૉર્ડ' બ્રિટિશ સરકારે આપ્યો છે, તેમાં બ્રિટિશ મુત્સદ્દીઓએ મહાસભાની વ્યાખ્યાને વસ્તુતઃ સ્વીકારીને અણધારી છક્કડ ખાધી છે, પણ એ રમુજ કરવી અત્રે અપ્રસ્તુત છે. સર્વ 'હિન્દુ'ઓ જ્યાં હક્કભેર જઈ શકે એવાં લોકમન્દિરો દરેક ગામમાં ઓછાંમાં ઓછાં એકએક ને મોટાં શહેરોમાં તો અનેક જોઈએ. પણ પ્રથમ આ ભાવનાને હિન્દુ જનતા વધાવી લે એવી વ્યવહારુ યોજના કાર્યકરોનો સહકાર સાધી ઘડાવી જોઈએ. તેને અભાવે, અહીં એ પરત્વે કંઈક સૂચન કરીને સન્તોષ માનશું.

શંકરાચાર્યે ધાર્મિક દૃષ્ટિએ મન્દિરોનું વર્ગીકરણ કર્યું હતું તે વેળા ધર્મની હતી, તેટલી સત્તા આજે કાયદાની છે. એટલે કાયદાની દૃષ્ટિએ આપણાં સર્વ દેવમન્દિરોનું વર્ગીકરણ હવે કરીએ તો તેના પણ પાંચ વિભાગ પાડી શકાય એમ છે—રાજ્યમન્દિરો, કુલમન્દિરો, જ્ઞાતિમન્દિરો, સંપ્રદાયમન્દિરો અને સામાન્ય મન્દિરો.

૧. રાજ્યની માલિકીનાં દેવમન્દિરો પણ છે તેમને દૂરથીજ પ્રણામ કરીને આગળ ચાલીએ!

૨. અમુક કુળનીજ માલિકીનાં કુલમન્દિરો હોય, તેમાં બીજા કુળના માણસને પ્રવેશ કરતો અટકાવવામાં આવે, તો તે બાબતમાં સમાજે કંઈ કરવું પ્રાપ્ત થતું નથી. કુળના વડિલો ને જુવાનિયાઓ વચ્ચે એ વિષયમાં મતભેદ પડે તો તે કૌટુમ્બિક પ્રશ્ન છે, સામાજિક પ્રશ્ન નથી.

૩. એવીજ રીતે, દરેક હિન્દુ ન્યાતની ખાસ માલિકીનાં મન્દિરો હોય છે. તેમાં પણ બીજી કોઈ પણ ન્યાતની વ્યક્તિને પ્રવેશાધિકાર ન હોય તો એને ન્યાતશાઈ સવાલ ગણી કાઢવો એજ હાલ ઠીક છે. અન્ત્યજોની ન્યાતના ખેતરપાળ કે હિંગળાજ માતાનાં મન્દિરોમાં બ્રાહ્મણોને આવતા અટકાવવામાં આવે, તો તેમને ખોટું લગાડવાનો હક્ક નથી, કારણ કે દરેક હિન્દુ ન્યાતને પોતાનીજ ન્યાત સિવાયની કોઈ પણ વ્યક્તિને જ્ઞાતિમન્દિરમાં આવતી અટકાવવાનો હક્ક છે. જ્ઞાતિના આ હક્ક પર સમાજ તરાપ મારે એ ઇષ્ટ છે કે નહિ એ વિકટ પ્રશ્ન છે, પરન્તુ તે ઇષ્ટ હોય તો યે હાલની પરિસ્થિતિમાં એમ કરવું ઇષ્ટ નથી. જે સમયે સમગ્ર હિન્દુ કોમના સંગઠનની અનિવાર્ય આવશ્યકતા શ્રી. માલવીયાજી જેવા લોકનેતાએ સ્વીકારી હોય તેજ સમયે જ્ઞાતિઓને નાહક આન્તરવિગ્રહમાં સંડોવવી એ ડહાપણ નથી. જ્ઞાતિઓ પોતાની મેળે પોતાનાં મન્દિરો સર્વ 'હિન્દુ'ઓ માટે ખુલ્લાં મૂકે તો તે જુદી વાત છે. પરન્તુ એમ કરવામાં યે છેવટના નિર્ણય પર આવવાનો હક્ક, કાયદા પ્રમાણે, તે તે જ્ઞાતિના આસામીઓની બહુમતીના હાથમાં રહેલો છે, એ વસ્તુસ્થિતિનું વિસ્મરણ ન થવું જોઈએ.

૪. સંપ્રદાયમન્દિરોનો પ્રશ્ન આ ચર્ચામાં સહુથી વધારે ગુંચવાડાભર્યો છે. આ પ્રકારનાં મન્દિરોમાં કેટલાંક મન્દિરો અમુક આચાર્ય કે મહન્તના કુળની માલિકીનાં હોય છે, જેવાં કે શ્રી વલ્લભકુળનાં મન્દિરો અથવા શ્રી

સ્વામિનારાયણનાં મન્દિરો. અર્થલોભને પરિણામે સામાન્ય જનમન્દિર જેવાં બની ગયેલાં લાગતાં આ મન્દિરો, તત્ત્વતઃ સાંપ્રદાયિકજ હોય છે અને વ્યવહારમાં કુલમન્દિરો હોય છે એ હકીકત માત્ર અણીને પ્રસંગેજ બહાર આવે છે! એમાં સંપ્રદાયની બહારના સર્વને સમૂળગા અટકાવવામાં આવતા હોય તો સમાજને ફરિયાદનું કારણ શોધવું મુશ્કેલ પડે; પરન્તુ એમ ન હોય તો શું કરવું, એ પ્રશ્નનો ઉકેલ કરવો સહેલો નથી. અહીં માત્ર એકજ બાબત એને અંગે કહેવી જરૂરની છે.

સાંપ્રદાયિક મન્દિરોમાં અમુક વ્યક્તિને કે અમુક વર્ગને દાખલ થવા દેવોજ જોઈએ એમ કહી સત્યાગ્રહ કરવાની પદ્ધતિ વ્યાવહારિક દૃષ્ટિએ યુક્ત નથી એટલુંજ નહિ પણ એ ખરેખરી ભયંકર છે. ધર્મશાસ્ત્રો સર્વ વર્ણના ધર્મો ગણાવે છે તેમ સર્વ મહાત્માઓના અપવાદાત્મક વિશિષ્ટ અધિકારો ગણાવતાં નથી એટલે બે મહાત્માઓ એકજ મન્દિરની સામે પથારી નાંખીને પડે ને સત્યાગ્રહ શરૂ કરે—એક તે મન્દિરમાં અન્ત્યજો આવે તો મરવા તૈયાર હોય અને બીજો અન્ત્યજોને આવતા કોઈ અટકાવે તો પ્રાણ આપવા તત્પર થયો હોય—તો કોના આગ્રહમાં ખરેખરું સત્ય છે એ નક્કી કરતાં સાક્ષાત્ ધર્મરાજને પણ ધર્મસંકટ આવી પડે! સારાંશ સત્યાગ્રહના પ્રસંગો ચમત્કારના જેટલાજ અપવાદરૂપ બને એવીજ આપણી યોજના હોવી જોઈએ.

૫. આ સિવાય ઘણાં એવાં મન્દિરો છે કે જેને જનતા જાહેર મન્દિર જેવાંજ ગણે છે. દાખલા તરીકે, આપણા સુરતમાં શ્રી બાલાજીનું મન્દિર અથવા શ્રી અંબાજીનું મન્દિર અથવા શ્રી કાશીવિશ્વનાથનું મન્દિર. હિન્દના પ્રત્યેક ગામડામાં બીજે કશે નહિ તો શ્મશાનમાં, એકાદ શિવમન્દિર હોય છેજ, તે 'આખા' ગામનું ગણાય છે. આવાં મન્દિરોની સંખ્યા સહુથી મોટી છે એ આપણું સદ્‌ભાગ્ય છે. દુર્ભાગ્ય અન્ત્યજોનું છે કે તેઓ આવાં મન્દિરોમાં પણ પ્રવેશ કરી શકતા નથી. અન્ત્યજો 'આખા' ગામમાં ન આવે! અન્યાયની આ એક હદ છે.

અત્રે સૂચના એટલીજ કરું છું કે અસ્પૃશ્યતાનિવારણ-સંઘની સમિતિઓ શહેરેશહેરમાં તથા મોટા કસ્બાઓમાં સ્થપાય ત્યારે આ છેલ્લા પ્રકારનાં સઘળાં મન્દિરોના અધિકારીઓ સાથે તેઓ મસલત કરે, ને બને તેને લોક-મન્દિર તરીકે જાહેર કરવા મથે. સમય જતાં એવો વર્ગ પણ એથી ઊભો થાય કે જે લોકમન્દિર ન હોય તેવા મન્દિરમાં દર્શન કરવાનીજ ના પાડે તો નવાઈ નહિ—સમય જતાં, કારણ કે બળજોરી નહિ પણ કાળબળજ અસ્પૃશ્યતા જેવા ઊંડા સામાજિક રોગનો ધ્વંસ કરી શકે છે.



ચિત્રકાર, શિલ્પી અથવા લેખકના મરણ પછી, તેની પાછળ રહેલી કૃતિઓ પરથી તેની તુલના સહેલાઈથી કરી શકાય છે, પરંતુ વક્તાના કાર્યની તુલનામાં તેનાં છપાયલાં ભાષણો ઉપરાંત તેનું વ્યક્તિત્વ અને તેની પરિસ્થિતિ એ ઉભયની પણ ગણના કરવી પડે છે. આ વસ્તુસ્થિતિ ધ્યાનમાં રાખીને અહીં સ્વ. વિભાકરના જીવનનાં એક બે તત્ત્વોની સંક્ષેપમાં સમીક્ષા કરવામાં આવશે.

વિભાકર ઉંચા પ્રકારના વક્તા હતા એ વિષે ભાગ્યેજ બે મત હશે. શીઘ્રવક્તૃત્વ એ શીઘ્રકવિત્વ જેટલુંજ દુર્લભ છે તે એમનામાં હતું. ભાષણો કરવા માટે એમને લાંબીલાંબી તૈયારીઓ નહોતી કરવી પડતી, છતાં ગુજરાતી વક્તાઓમાં એઓ ઘણું માનભર્યું સ્થાન મેળવી શક્યા હતા. આમ થવાનાં અનેક કારણો હતાં. નિડરતા એ એમનો

ખાસ ગુણ હતો. ગમે તેવા મોટા માણુસની હાજરીથી એઓ કદિ અંજાઈ જતા નહિ, એટલે શ્રોતાવર્ગ પર છાપ પાડતાં એમને મુશ્કેલી પડતી નહોતી. ગુજરાતી ભાષા પર એમને અસાધારણ પ્રભુત્વ હતું. એમનો શબ્દભન્ડોળ વિશાળ અને શબ્દપ્રયોગો વિલક્ષણ હતા. વિષયને અનુકૂળ ભાષા એમનામાં આપોઆપ આવી જતી. એમની શૈલીમાં એમના વ્યક્તિત્વનું બરાબર પ્રતિબિંબ પડતું હતું. ગમે તે વિષય હોય પણ શ્રોતૃજનને તેમાં રસ પડે એવી રીતે તેને ઉકેલતા. સામાન્ય શ્રોતાને તો એમજ થાય કે એઓ ગમે ત્યાંથી વિષયમાં ઝંપલાવી ગમે ત્યાં જઈ પહોંચતા, પણ હકીકત એ હતી કે એઓ પોતાના મુદ્દાઓને એવા સ્વરૂપમાં મૂકતા કે જેથી આખા ભાષણમાં એક પ્રકારની મનોહર એકાગ્રતા વ્યાપી રહે. ધારી અસર કરવામાં આ શક્તિ એમને ઉપયોગી થઈ પડતી. વળી એમની બોલવાની છટા પણ એટલી મોહક હતી, કે એ પોતે વિષયમાં તન્મય થાય કે તરત જ સભા પણ એમની સાથે તલ્લીન બની જતી. બુલંદ ન કહેવાય છતાં ગંજાવર સભા પણ સાંભળી શકે એવડો એમનો અવાજ હતો. તેમાં કંઈક કાઠિયાવાડી રણકો આવતો તે ઘણોજ મધુર થઈ પડતો. એમનામાં મહાપંડિતોનું જ્ઞાનબળ નહોતું તેમ મહાપુરુષનું મનોબળ નહોતું. પણ શુદ્ધ વક્તાના આટલા બધા ગુણોનું બળ એમનામાં એકત્રિત થયું હતું. એ બળના પ્રતાપે, પોતાની નાનકડી કાયા ને ચંચળ મુખમુદ્રા સાથે એઓ વ્યાસપીઠ પર ઊભા થઈ અવિચ્છિન્ન વાગ્ધારા રેલાવતા ત્યારે એમનું

વક્તવ્ય મૂર્તિમન્ત બની ખડું થઈ ગયું હોય એવું ક્ષણભર ભાન થતું. પરિણામે માત્ર પાંચ મિનિટ બોલે કે કલાક સુધી ધુજારો ચલાવે, કટાક્ષમય વિવાદમાં ઊતરે કે વિચાર-મય ભાષણ આપે, પોતે જાણીતા હોય ત્યાં વ્યાખ્યાન કરે કે અજાણ્યા સ્થળમાં જઈ ઊભા રહેઃ પણ હંમેશાં વીજળીના ઝબકારાની માફક સચોટ તાત્કાલિક અસર કરવામાં એઓ સફળ નીવડતા.

પત્રકાર તેમજ નાટયકાર તરીકે પણ સ્વ. વિભાકરે તાત્કાલિક અસર સારી નીપજાવી હતી. પ્રકૃતિથી એઓ વિચારક નહોતા, પણ પ્રચારક હતા. એમના જીવનનો મોટો ભાગ સમાજની સામયિક સેવા કરવામાં ગયો હતો, છતાં આ ઉપરથી એમના જીવનકાર્યનું ચિરસ્થાયી પરિણામ કંઈજ આવ્યું નથી એમ કહેવું એ યોગ્ય નથી. વિજળીના તાત્કાલિક ઝબકારામાંથી પણ પારસીઓ નિત્ય તેજસ્વી અને અતિ સુગન્ધી એવો આતશ બહેરામ પ્રકટાવી શકે છે, તેવુંજ કંઈક સ્વ. વિભાકરના જીવનકાર્યમાંથી પણ તારવી શકાય એમ છે.

આજે ગુજરાતની સાંસ્કારિક અસ્મિતાની ભાવના આપણા સુશિક્ષિત યુવકોને મન એટલી સર્વસાધારણ થઈ ગઈ છે કે વીસ વરસ પર એનું લગભગ અસ્તિત્વજ નહોતું એમ કહીએ તો તે માનવું મુશ્કેલ થઈ પડે. પણ વસ્તુતઃ એ ભાવનાનો ઉદય ત્યાર પછીજ થયો છે. મૂળ એકજ વ્યક્તિના હૃદયમાંથી એ સંચાર નથી પામી. રા. કનૈયાલાલ મુનશી એક જગ્યાએ લખે છે કે "રણજિતરામ એટલે ગુજરાતની

અસ્મિતા.” આનો અર્થ એમ નથી લેવાનો કે એ ભાવના પ્રથમ સ્વ. રણજિતરામમાં ઉદ્ભવી. યુગાત્માનોજ એ એક આવિર્ભાવ હતો એમ ગણવું એ વધારે યુક્ત છે. સ્વ. વિભાકરે પણ એને ચેતનવન્તી કરવામાં ઓછો હિસ્સો નહોતો આપ્યો. ઘણું કરીને ઇ. સ. ૧૯૦૮ માં એમણેજ પહેલું મુંબાઈમાં ‘ધિ યુનિયન’ એ નામનું મંડળ સ્થાપ્યું. આજે ગુજરાતમાં પ્રસિદ્ધિ પામેલા અનેક વિદ્વાન અને આશાવન્ત યુવકો તેમાં જોડાયા હતા. શરૂઆતમાં રા. ચન્દ્રશંકર પંડ્યા, રા. મનસુખલાલ માસ્તર, રા. અંબાલાલ જાની, રા. કાંતિલાલ પંડ્યા, રા. મોહનલાલ દવે, રા. અતિસુખશંકર ત્રિવેદી અને કંઇક પાછળથી રા. કનૈયાલાલ મુનશી તથા રા. ઇન્દુલાલ યાજ્ઞિક વગેરે એમાં ઉત્સાહપૂર્વક ભાગ લેતા હતા. થોડાક સમય પછી ‘ધિ યુનિયન’ ફેરવાઇને “ગુર્જર સભા” થઈ ગયું. એ સભા મુંબાઇના કેળવાયલા ગુજરાતી વર્ગની અનેકવિષયક પ્રવૃત્તિઓનું, આશરે દશ વરસ સુધી, કેન્દ્રસ્થાન બની રહ્યું હતું. સારા ગુજરાતના વિવિધ લેખકો, વક્તાઓ અને સમાજસેવકો એ મંડળમાં અવરનવર આવતા હતા. આ ગુર્જર સભામાંથી ગુજરાતની સાંસ્કારિક અસ્મિતાની ભાવના પ્રસિદ્ધિ પામી. આ નવીન ભાવનાનો જન્મ થયા પછી જીવનનાં જૂદાં જૂદાં ક્ષેત્રોમાં એનો પ્રસાર કરવામાં તથા જનસમાજમાં એને લોકપ્રિય કરવામાં આ સર્વે યુવાનોએ નિઃસ્વાર્થ પ્રયત્નો આદર્યા હતા. સ્વ. વિભાકરે વક્તા તેમજ પત્રકાર તરીકે આ કાર્યમાં જેવો તેવો ફાળો નહોતો આપ્યો. એમના જીવનકાર્યનું ચિરસ્થાયી ફળ અહીંજ સાંપડ્યું છે.

બૅરિસ્ટર તરીકે સ્વ. વિભાકર બહુ સફળ નહોતા થયા એ હકીકત, કુબેરપૂજકો ગમે તે કહે પણ, એમની તુલના કરવામાં ઘણું ગૌણ સ્થાન લે છે. ધંધામાં સફળ થાય તેનુંજ જીવન સફળ ગણાય એ અભિપ્રાય સર્વમાન્ય થાય એમ નથી. અલબત્ત સોનું અને સુગન્ધ બેઉ સાથે મેળવી શકાતાં હોય તેના જેવું સારૂં કંઈ નથી. પણ એ બેનો સંગમ સુભગ છે તેટલો સુલભ નથી, એટલે સોનું ન મેળવી શકયો તેનામાં સુગન્ધ પણ નથીજ હોતી એમ માનવું એ કંઈ હંમેશાં સાચું નથી પડતું. સ્વ. વિભાકરના જીવનમાં સોના કરતાં સુગન્ધ વધારે હતી. એમ ન હોત તો એમના અવસાન પ્રત્યે ખેદ દર્શાવવા ગુજરાતમાં ઠેર ઠેર સભાઓ ન ભરાત. ઝેવીઅર કૉલેજમાં મુંબાઈની કૉલેજોના ગુજરાતી વિદ્યાર્થીઓએ સદ્‌ગતને છેલ્લું માન આપવા એક સભા ભરી હતી, ત્યાં એક ઉત્સાહી તરુણે સાદી ભાષામાં હૃદયસ્પર્શી ઉદ્‌ગાર કાઢયો હતો કે "જોઇએ છે ગુજરાતને, એક બીજો વિભાકર". આ ઉદ્‌ગારને આખી સભાએ એકે અવાજે વધાવી લીધો હતો. રોજના હજાર રૂપિયા કમાનાર દરેક બૅરિસ્ટર માટે વિદ્યાર્થીઓ આવો ઉદ્‌ગાર કાઢશે ખરા?



મનુષ્યની કૃતિ કરતાં મનુષ્યનું જીવન મોટું છે; છતાં મનુષ્ય જીવનમાં રસ લઇ શકતો નથી તેટલો નાટકમાં લઈ શકે છે. તેનું કારણ શું?

હરિશ્ચન્દ્રના નાટકમાં તારામતી શ્મશાનભૂમિમાં હરિશ્ચન્દ્ર આગળ આંસુ પાડતી હોય ત્યારે નિષ્ઠુર હૃદયવાળા પ્રેક્ષકોની આંખમાંથી પણ આંસુ કેમ નીકળી પડે છે તે જરા વીચારીએ.

પ્રથમ તો ચિત્રકાર પ્રેક્ષકવર્ગ સમક્ષ શ્મશાનભૂમિનું આબેહુબ ચિત્ર રજુ કરી દે છે. પ્રેક્ષકના હૃદયમાં શ્મશાનભૂમિનું ભાન થયું કે તે તત્પર બને છે. પછી નાટ્યકાર સંવાદાદિ અનેક પ્રકારે પાત્રોદ્વારા વસ્તુવિકાસ કરાવી, તારામતીની પરિસ્થિતિનો બરાબર પરિચય આપી પ્રેક્ષકને તલ્લીન બનાવી દે છે. ત્યાર પછી નટી પોતાના

અભિનયથી, તારામતીના હૃદયની સ્થિતિનું ભાન કરાવી પ્રેક્ષકને તન્મય કરી દે છે. હવે તારામતીના હૃદયના ભાવોનું પ્રેક્ષકમાં સંક્રમણ કરવાનું મહા મુશ્કેલ કામ રહ્યું. આ કામ નાટ્યકાર કાવ્ય મારફત કરાવે છે, કારણ કે હૃદયસ્પર્શી ભાવોનું આલેખન ગદ્ય કરતાં કાવ્ય વધારે સારી રીતે કરી શકે છે. કાવ્યે હૃદયનું આલેખન સફળ રીતે કીધું; પ્રેક્ષક તદ્રૂપ બની જાય છે. કલાકાર અને કળાના ભોક્તાનો આમ અભેદ સાધવો એજ ઉત્તમ કળાનું ધ્યેય હોય છે. આ ધ્યેય સાધવામાં કાવ્યનું બળ વાપરવા છતાં કૈંક ઉણપ રહેતી હોય અથવા રહેવાનો સંભવ હોય તો સંગીતની મદદ લેવામાં આવે છે, કારણ કે કાવ્યના શબ્દાર્થ જે કામ નથી કરી શકતા તે કામ સંગીતના તાલસૂર કરી શકે છે ને તેથીજ સમય અને પ્રસંગને અનુકુળ રાગ અને લયમાં, નાટ્યકાર પેલું કાવ્ય તારામતી પાસે ગવડાવે છે. ચિત્રકળા સ્થાનનો ભેદ દૂર કરે, કાવ્યકળા હૃદયનો ભેદ દૂર કરે, નાટ્યકળા કાળનો ભેદ દૂર કરે, અભિનયકળા વ્યક્તિનો ભેદ દૂર કરે અને છેવટે સંગીતકળા સાક્ષાત્ અભેદોર્મિ પ્રગટાવે, એટલે તારામતીની સાથે પ્રેક્ષકો આપોઆપ આંસુ પાડે છે.

ઉત્તમ શબ્દમય વર્ણન પણ ચિત્રની તોલે કદાપિ આવી શકતું નથી, તેમજ સંગીતના જેટલો ભાવપ્રવાહ પ્રાસાદિક વાણીમાં પણ વહી શકતો નથી; તેથીજ નાટ્યકાર, પોતાની ધ્યેયસિદ્ધિ અર્થે શરૂઆતમાં ચિત્રકળાનો અને આખરે સંગીતકળાનો આશ્રય લે છે. આમ સ્વતંત્ર કળાઓને

અન્યોન્યાશ્રયી બનાવવાથીજ, જીવનની જે ક્ષણુની અમુક છાપ નાટ્યકાર પ્રેક્ષકના હૃદયપર સચોટ રીતે પાડવા ઇચ્છતો હોય તેમાં સફળ થાય છે. જેમ ચિત્ર નિસર્ગની પ્રતિકૃતિ છે, તેમ નાટક એ જીવનની પ્રતિકૃતિજ છે. આવી પ્રતિકૃતિની પરંપરા, દૃશ્ય નાટકમાં એવી અદ્ભુત રીતે બતાવવામાં આવે છે કે કલાકારે એકલાએજ જીવનમાં જે જોયું હોય તે બીન-કેળવાયલી આંખ નાટકમાં જોઈ શકે. આથી જીવનની શુષ્ક દીસતી કાર્યભૂમિ કરતાં નાટકની રસમય રંગભૂમિ મનુષ્યને વિશેષ આકર્ષક થઈ પડે છે.

એજ કલાનો પ્રતાપ—



કવિશ્રી ન્હાનાલાલની કૃતિઓથી સહુ પરિચિત છે. મોટાલાલને પણ હવે આપણે ઓળખી ગયા છીએ. પરન્તુ આપણામાં છોટાલાલ પણ છે! એક નહિ પણ ત્રણ—શ્રી. છોટાલાલ શાહ, પ્રો. છોટાલાલ પુરાણી અને શ્રી. છોટાલાલ માંકડ. કસાયલી કલમનોજ પરિચય હવે બસ નથી; કસાયલા શરીરને પણ અગત્ય આપવાનો સમય આવી પહોંચ્યો છે. તો આ ત્રણમાંથી એકનો અત્રે જરા પરિચય કરીએ.

આ પુસ્તકના લેખક શ્રી. છોટાલાલ માંકડ આપ્તમંડળમાં 'વીર માંકડ' તરીકે પ્રસિદ્ધ છે. એઓ જામનગરના નાગર યુવક છે. પાંત્રીસેક વરસના હશે. બી. એ. થયા પછી એઓ રાજકોટની કરણસિંહ મિડલ સ્કૂલના હેડમાસ્તર નીમાયા. પણ એમને નાનપણથી કસરતનો એટલો શોખ લાગેલો કે ૯૦૦ વિદ્યાર્થીઓથી ઊભરાતી

નિશાળ ચલાવવાનો બોજો હોવા છતાં એમણે કુસ્તીની તાલીમ લેવા માંડી. પછી એમણે શ્રીબજરંગવ્યાયામમંડળ કાઢ્યું. ત્યાર બાદ વડોદરાના પ્રખ્યાત પ્રો. માણેકરાવ પાસેથી એઓ મહામહેનતે થોડાક દાવપેચ શીખ્યા. એટલાથી સન્તોષ ન પામતાં એઓ ઠેઠ અમરાવતી જઈ જમૈયા, ભાલા, તરવાર વગેરે હથિયારો વાપરવાની કળા પણ શીખી આવ્યા. આ દરમિયાન જ્ઞાનાર્થે વ્યાયામસાહિત્યનું એમનું પરિશીલન તો ચાલુજ હતું.

શ્રીબજરંગવ્યાયામમંડળના એઓ પ્રાણ છે. પોતે સુશિક્ષિત હોવાથી એમના અખાડાનું વાતાવરણ આપણા અખાડાઓમાં સ્વાભાવિક રીતે ભાત પાડે છે. એમાં પદ્ધતિસર તાલીમ આપી એમણે વ્યાયામના શિક્ષકો તૈયાર કરવા માંડ્યા છે. રીતસર પરીક્ષા લઇ તેમને 'વ્યાયામપ્રવીણ'ની પદવી પણ મંડળ તરફથી અપાય છે. હોળી ને નવરાત્રિ જેવા આપણા ઉત્સવો એઓ મોટા પાયા પર પણ શિષ્ટ રીતે ઊજવે છે ને ઋતુ અનુકૂળ હોય ત્યારે વગડે નિસર્ગદર્શનના અનુભવ લેવા શિષ્યોને લઈ લાંબી મજલો કરે છે. એમના કેટલાક શિષ્યો વ્યાયામના સરસ પ્રયોગો પણ કરી બતાવે છે. એમણે પોતે તો પોરબંદર ખાતે ૭૦૦૦ સ્કિપ એકસામટા કરી સમસ્ત વ્યાયામજગતનો બીજો રેકર્ડ તોડી એ ક્ષેત્રમાં ગુજરાતનું નામ દીપાવ્યું છે. આમ જ્ઞાન, અનુભવ અને સિદ્ધિની ત્રિવિધ યોગ્યતા મેળવીને પોતાના વિષય પર એઓ લખે છે એ ખચીત વધાવી લેવા જેવું છે. હોણથી એમણે જનહિતાર્થે એક વ્યાયામવિષયક પુસ્તકમાળા કાઢવા માંડી છે તેનો આ બીજો મણકો છે.

આ પુસ્તકની ખરેખર બહુ જરૂર હતી. આપણે સહુ બોલીએ છીએ વધારે ને ચાલીએ છીએ ઓછું. સુન્દર બોલનારા કરતાં સુન્દર ચાલનારા ઘણા ઓછા છે. ગતિનાં યે સૌન્દર્ય છે. શારીરિક સૌન્દર્યમાં, રંગ કરતાં રૂપનું સૌન્દર્ય વિરલ હોય છે ને તેથીયે વિરલ હોય છે ગતિનું સૌન્દર્ય. રંગથી વય વર્તાય છે, આકૃતિ ગુણનું કથન કરે છે, પરન્તુ ગતિમાં તો સાક્ષાત્ ચેતનતત્ત્વનુંજ આવિષ્કરણ થાય છે. તારુણ્યના મનોહર રંગ તો જોતજોતામાં ઊડી જાય છે પણ આકૃતિ ને ગતિનું સૌન્દર્ય યૌવનમાં ચાલુ રહે છે. જોબન વીત્યે રૂપનો અન્ત આવી જાય છે. માત્ર ગતિનું સૌન્દર્ય છેક ઘડપણ શરુ થતાં સુધી ટકી રહે છે. ચાલતી પ્રૌઢાઓ પાછળથી ઘણી વાર જુવાન લાગે છે તેનો ખુલાસો આજ છે. માલણ અને પનિહારી પાછળ કંઈ કંઈ કવિઓએ કલમ દોડાવી છે તેનું કારણ પણ આજ છે। આ પરથી એમ ધારી લેવાનું નથી કે ગતિસૌન્દર્ય એ હંસગામિની ને ગજ-ગામિનીઓનોજ ઈજારો છે. પુરુષોમાં પણ એ વિલસે છે. સ્રીનું ગતિલાવણ્ય રંગભૂમિ પર વધુ ખીલે છે ને વ્યાયામ-ભૂમિ પર પુરુષનું ગતિસૌન્દર્ય વધુ ઉછળે છે. એકમાં વિલાસનાં વૈચિત્ર્ય ને બીજામાં વિકાસનાં વૈવિધ્ય હોય છે. માનવમેદની તો બેઉ સ્થળે ઊલટે છે.

ગતિસૌન્દર્ય પાછળ જગત આમ ગાંડું છે તેમાં નવાઈ નથી. જગતનો યૌગિક અર્થજ એ છે કે ગતિ કરે તે

જગત. ને તોયે જગત હવે પહેલાં જેટલું ચાલતું નથી !
જીવનસંગ્રામ એટલો વિષમ ને વિષમય થઈ ગયો છે કે
યાંત્રિક વાહનોનો ઉપયોગ સર્વત્ર વધ્યો છે ને વધ્યો જાય છે.
પરન્તુ પાશ્ચાત્ય પ્રજાઓનાં ચેતનનાં પૂર હજુ ચડતાં છે.
આપણે મુકાબલે એ પ્રજાઓ ઘણું વધારે ચાલે છે. પૃથ્વી-
પર્યટન તો એમને મન રમતની બાબત છે. એ લોકો દૂર
દૂરના અજાણ્યા પ્રદેશો ખૂંદી વળી ત્યાં પોતાનાં સંસ્થાનો
સ્થાપે છે ને ઊંચાઊંચા પર્વતોનાં વિકટ શિખરોની ટોચે
પહોંચવા અજબ જોખમો ખેડે છે.

આર્યાવર્ત ઉન્નતિને પંથે હતું ત્યારે આપણા પૂર્વજો
પણ એમ જ કરતા. દક્ષ પ્રજાપતિના દૌહિત્ર શ્રી સ્કન્દ જે
પાછળથી કાર્તિકસ્વામી તરીકે ઓળખાયા, તેમણે પૃથ્વીની
પ્રથમ પરિક્રમા કરેલી. એમનું સાધન કુકડો ને વાહન મોર
હતું. આનો અર્થ એ છે કે બ્રાહ્મમુહૂર્તે ઊઠીને રસિક બ્રહ્મ-
ચારી તરીકે એઓ પૃથ્વીપર્યટન કરવા નીકળી પડતા.
એમણે પછી એવાં પરાક્રમ કરેલાં કે દેવલોકને પણ પોતાના
સેનાપતિ બનાવવા એમને વિનતિ કરવી પડી હતી. મહર્ષિ
અગસ્ત્ય વિન્ધ્યાચળ ભેદી દંડકારણ્યમાં વસ્યા હતા ને પછી
સમુદ્રનું પાન કરી—એટલે કે તેને ઓળંગી—ઠેઠ યવદ્વીપ
પહોંચી ત્યાં આપણી સંસ્કૃતિનો ધ્વજ એમણે ફરકાવ્યો
હતો. જાવામાં મહાભારતના કેટલાક ભાગો ને બીજા અનેક
હિન્દી અવશેષો હાલ પ્રાપ્ત થયા છે. ઉત્તરપથના મન્ત્રદ્રષ્ટા
સપ્તર્ષિઓને ઉત્તરાકાશમાં અમર કર્યા છે તેમ દક્ષિણાકાશમાં
એક નક્ષત્રને અગસ્ત્ય નામ આપી, દક્ષિણપથના એ મહાન

પ્રવાસીને આર્યોએ આપણી પુરાણી રીતે અમરત્વ નવાજ્યું છે. ગુરુવર્ય દત્તાત્રેય પણ અજબ સાહસિક હતા. રક્ષણ માટે ત્રિશૂલ, ભક્ષણ માટે ગાયો ને નિરીક્ષણ માટે કુતરાઓ રાખી, એઓ અત્યારે પણ દુર્ગમ એવા કેટલાય પર્વતોની ટોચ પર ગયા હતા. આપણાં સહુથી ઊંચાં શિખરો પર હજી પણ શ્રી દત્તગુરુનાં પગલાં હોય છે, એ આનો પુરાવો છે.

દત્તાત્રેયની જેમ વિષ્ણુ ભગવાનના બીજા મનુષ્યાવતારો પણ સારી પેઠે ચાલ્યા છે. વામનાવતારે વિરાટ સ્વરૂપ લઈ ત્રણ લોક વ્યાપ્ત કર્યા, એ પૌરાણિક કથામાંથી ઐતિહાસિક તત્ત્વ એમ તારવી શકાય કે એ પરમતેજસ્વી બટુક બ્રાહ્મણે ટિબેટમાં વસતા દેવલોક, ઉત્તરમાં વસતા આર્યલોક ને મધ્યદેશમાં વસતા માનવલોકને બ્રાહ્મણસંસ્કૃતિની એકછત્ર-છાયા નીચે આણ્યા હતા. શ્રી પરશુરામ ભાર્ગવે યુવાવસ્થામાં એકવીસ વાર ચોમેર ફરીને તે વખતની પૃથ્વી નક્ષત્રી કરી હતી, ને ઉત્તરાવસ્થામાં વિન્ધ્યાચળ વટાવી કોંકણમાં નિવાસ કરી તેને આર્યસંસ્કૃતિમાં સમેટી લીધું હતું. શ્રીમદ્ રામ-ચન્દ્રજીએ ઉત્તરે અયોધ્યાથી નીકળી દક્ષિણે છેક લંકા જઈ રાવણાસુરને માર્યો ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને પશ્ચિમે દ્વારિકાથી નીકળી પૂર્વે ઠેઠ પ્રાગજ્યોતિષપુર જઈ નરકાસુરને માર્યો. હસ્તિનાપુર, શોણિતપુર, વારાણસી, મગધાદિ સ્થળે શ્રીકૃષ્ણ ગયા હતા તે વાતો પણ પુરાણપ્રસિદ્ધ છે. બુદ્ધભગવાને સંસારમાંથી મહાભિનિષ્ક્રમણ કર્યું પણ પછી એંશી વરસે દેહત્યાગ કર્યો ત્યાંસુધી સ્થળેસ્થળે ફરી પોતાના ધર્મનો ઉપદેશ કરી એકવાર ધરણી ધમધમાવી મૂકી હતી. વિષ્ણુ

ભગવાન શેષનાગ અનન્ત પર શું કરે છે એ કોઈ જાણતું નથી પણ અવતારરૂપે જગત પર ચાલી ચાલીને થાકી જતા હશે એમ ધારી ચિત્રકાર લક્ષ્મી પાસે એમના પગ ચંપાવે છે, એવી કલ્પના કરી શકાય એમ છે!

કૃષ્ણાવતારમાં બળરામે હળ શોધ્યું ત્યારથી આર્યોનો ભ્રમણયુગ પૂરો થયો. ખેતી વધી એટલે ગામડામાં કુટુમ્બીઓ ભૂમિબદ્ધ થવા લાગ્યા. બૌદ્ધ સમયમાં એવી આબાદી આવી કે નગરોમાં ગૃહસ્થો પણ વધવા લાગ્યા. આ અરસામાં લોકોને બેઠાડુ થઈ જતા અટકાવે એવી તીર્થભાવનાની વૃદ્ધિ થઈ. વેદકાળમાં એ નહોતી તો યે બ્રાહ્મણોએ એને વધાવી લીધી! એક પાસથી તેમણે પૃથ્વીપરિક્રમા કરનાર શ્રી સ્કન્દની પૂજા પ્રવર્તાવી ને બીજી પાસથી પુરાણોમાં તીર્થયાત્રાનાં ગુણગાન ગાવા માંડ્યાં. કેટલાંક પુરાણો તો તીર્થપુરાણજ કહેવાય એવાં તેમણે બનાવ્યાં. તેનો વિસ્તાર પણ બહુ મોટો છે. સ્કન્દપુરાણમાં મુખ્યત્વે તીર્થમાહાત્મ્ય આવે છે તે લગભગ મહાભારત જેવડું છે. મહાભારતમાં પણ તીર્થપ્રકરણો પછી ઉમેરાયાં. જૈનો ને બૌદ્ધોએ પણ તીર્થભાવનાને બહુ પોષી છે. અઠંગ ચાલનાર દત્તાત્રેયના ચોવીસ ગુરુ હતા તેમ જૈનોએ પણ ચોવીસ ગુરુ કર્યા છે તે તો તીર્થંકરજ કહેવાય છે. પરમતપસ્વી શ્રી મહાવીરસ્વામી જગતના પહેલા મિશનરી હતા. એમણે તીર્થયાત્રા આદરી તે પ્રણાલિકાનું માહાત્મ્ય જૈનસંપ્રદાયમાં અદ્યાપિ અવિચ્છિન્ન છે. બૌદ્ધો તો આખા પૂર્વ એશિયામાં ફરી વળ્યા હતા. ચીનમાં તેમણે ફેલાવેલી તીર્થભાવનાથી પ્રેરાઈને અત્રે

આવેલા સુઆનચંગ જેવા મહાયાત્રિકોએ આપણા ઇતિહાસ પર નવોજ પ્રકાશ નાંખ્યો છે. તે વેળા આપણા પૂર્વજો કેટલું ચાલતા તે એ સમયના વિસ્તૃત સાહિત્ય પરથી સહેજ કલ્પી શકાય એમ છે.

મુસલમાનો આવ્યા ત્યારે મામલો બદલાયો હતો. શક, હૂણ વગેરેનાં આક્રમણને લઈને રાજાઓ થાકી ગયા હતા. તેમને અપનાવવા જતાં આપણી વર્ણવ્યવસ્થા જ્ઞાતિબદ્ધ થવા માંડી હતી. તેમના ત્રાસને લીધે લોકો ઘરકુકડી બનવા લાગ્યા હતા. શ્રી ભાગવતપુરાણ પાછળથી રચાયું છે તેમાં તીર્થમાહાત્મ્યનું ખાસ પ્રકરણ પણ નથી એ કેટલું સૂચક છે? પછી તો મુસલમાનોએ એવી રીતે આક્રમણ કરવા માડયું કે રાજાઓ કિલ્લામાં ભરાઈ બેઠા ને પ્રજા પોળોમાં ભરાઈ બેઠી. ઘરકુકડાઓએ શોધી કાઢયું કે સ્કન્દે આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી પણ સિદ્ધિ ને બુદ્ધિ તો માબાપની પ્રદક્ષિણા કરનાર ગણપતિનેજ મળી. દેવસેનાના પતિ થવા કરતાં બે કન્યાના પતિ થવાનાં આકર્ષણ ત્યારે વધારે હશે! સ્કન્દની પૂજા લુપ્ત થઈ ને ગણપતિની પ્રતિષ્ઠા વધવા માંડી. આપણે પણ જગતના પ્રવાસી મટી સંસારના વિલાસી થવા લાગ્યા.

મુસલમાન યુગમાં વિશાળ હિન્દુ પ્રજાનો પરસ્પર સમ્બન્ધ ટકાવી રાખનાર હાલ અપ્રિય થઈ પડેલા તીર્થયાત્રી સાધુઓ ને ધર્માચાર્યોજ હતા. દત્તગુરુના અવધૂતો પ્રાંતે પ્રાંતના પર્વતો ખેડતા. રામભક્ત બાવાઓ અયોધ્યા ને રામેશ્વર વચ્ચે ફર્યાંજ કરતા. શ્રીકૃષ્ણના ઉપાસકો દ્વારિકાની

શાપ મરાવવા હજારો ગાઉ ચાલતા, ને બુદ્ધાવતાર ચાલે છે એમ કરી જગન્નાથપુરીમાં સાધુઓની ઠઠ સહભોજનાર્થે જામતી. હજુ યે હરદ્વારના કુંભમેળામાં કુંભજ અગસ્ત્યનું જાણે સ્મરણ કરાવતાં હોય તેમ જાતજાતના વેરાગીઓનાં ઝુંડો ઠેરઠેરથી ચાલતાં જાય છે. બૌદ્ધોને કાઢી વૈદિકોની સાંસ્કારિક ને ધાર્મિક એકતા સ્થાપવા દિગ્વિજય કરનાર પ્રમાણુપારાવાર શ્રી શંકરાચાર્ય હિન્દને ચારે ખૂણે ફરી વળ્યા હતા. મુસલમાનો સામે શ્રી રામદાસસ્વામીનો ભગવો ઝુંડો ફરફર્યો હતો તેઓ પણ સમર્થ ચાલનારા હતા; ને આપણી પ્રાચીન સંસ્કૃતિના અર્વાચીન ઝંડાધારી મહર્ષિ દયાનન્દ સરસ્વતી સમો ચાલનાર તો ભૂમંડમાં મળવો મુશ્કેલ છે. બૌદ્ધ ભિક્ષુઓ વિહારમાં વિહાર કરવામાં પડ્યા તેમને હિન્દમાંથી ચાલતા થવું પડયું પણ નિરંતર યાત્રાર્થે ચાલતા જૈન મુનિવરો હજુ હિન્દમાં પૂજાયાં કરે છે ને શ્રાવકોને પાછળ દોરવે છે.

આપણે યાત્રા કરીએ છીએ પણ ચાલ્યા વિના, ને બને તો સૂતાં સૂતાં. એક ઊંઘ એટલે અંબાજી અને બે ઊંઘ એટલે બનારસ. એ આપણી યાત્રા! ટ્રેઈનમાં બેસનારા બીજી શી ગણતરી કરે? આપણે નિર્વિઘ્નતાના ઉપાસકો છીએ. આપણી કૃતિ તેમ આકૃતિ ગણપતિનેજ અનુસરે છે. વ્યાસજી મહાભારત બોલતા તે ગણેશજીએ ત્રણ વરસ સુધી ઉતાર્યાં કર્યું હતું. નોકરીના ત્રીસ વરસ દરમિયાન ઉપરીનું બોલ્યું આપણે ઉતાર્યાં જઈએ છીએ તેનું કદ મહાભારત જેવડું થઈ જતું હશે. આપણા પેટ પણ વધ્યાં છે—કદમાંજ નહિ, સંખ્યામાં પણ! તિલકમહારાજે જોયું કે શ્રીગણપતિ

તો અન્નપૂર્ણા દેવીના પુત્ર છે. એમને લાડુ મળ્યાં કરશે પણ આપણે તો આમ ભૂખે મરશું. એમણે ભારે કરી. ગણપતિ મહારાજનેજ પાલખીમાં બેસાડી એમણે ચાલતા કરી દીધા ને રંગ બદલાયો. મહારાષ્ટ્ર આખું ઊભું થઈ ગયું. ગાંધીજી પણ ચાલવાનું મહત્ત્વ બરાબર સમજે છે. દાંડી જવાને એ સાબરમતી આશ્રમમાંથી સીધા આગગાડીમાં બેસી નહોતા ગયા. એમણે સ્કન્દની પેઠે સેનાપતિ થઈ ચાલવા માંડ્યું. પરિણામે–સારા ભારતે સાથે ચાલવા માંડ્યું.

ખેપિયાની જેમ દેશમાં દોડાદોડ કરીને અથવા વાનર બની અહીંતહીં કૂદાકૂદ કર્યે પત્તો નહિ લાગે. હનુમાનજીએ અચ્છી તરેહથી કૂદાકૂદ કરી લંકા સળગાવી મૂકી ખરી, પણ સીતાજી તો, રામચન્દ્રજી બધા વાનરોને અપનાવીને ચાલતા ચાલતા આવ્યા ત્યારેજ પાછાં મળ્યાં. રામચન્દ્રજીને માત્ર ભૂમિનાં પુત્રી પાછાં લેવાનાં હતાં પણ આપણે તો સાક્ષાત્ ભૂમિમાતાજ પાછાં મેળવવાનાં છે. વાટ વસમી છે ને મજલ રામચન્દ્રથીયે વધુ લાંબી છે. ચાલ્યા વિના હવે નહિ ચાલે.

ચાલવાનો બોધ તૈત્તિરીય શ્રુતિ સરસ રીતે કરે છે:

**आस्ते भग आसीनस्य ऊर्ध्वस्तिष्ठति तिष्ठतः ।**
**शेते निपद्यमानस्य चराति चरतो भगः ॥**
**चरैवेति चरैवेति ॥**

અર્થાત્, બેઠેલાનું નસીબ બેઠું રહે છે, ઊભેલાનું નસીબ ઊભું થાય છે, પડી રહે તેનું નસીબ ઊંઘી જાય

છે પણ જે ચાલે છે તેનું નસીબ પણ સાથે ચાલવા માં
છે. માટે તું ચાલ્યાંજ કર, ચાલ્યાંજ કર.

આ પુસ્તિકામાં શ્રુતિભગવતીના એ સંક્ષિપ્ત ઉપદેશનો વ
વિસ્તાર કર્યો છે. કોણે ચાલવું, કયારે ચાલવું, કયાં ચાલ
ને કેમ ચાલવું, એ બધું આમાં બરાબર સમજાવ્યું
આ વિષય પર ગુજરાતીમાં તો આ પહેલુંજ પુસ્તક
ચાલતાં ચાલતાં વાંચી શકાય એવી એની ભાષા છે
વાંચતાં વાંચતાં એમ થાય કે ચાલીએ એવી પ્રચાલ
એની શૈલી છે. ચાલો, હવે એ વાંચીએ.



કરાંચીમાં વસતા બે ગુજરાતી અધ્યાપકોએ મળીને આ નાનકડું પુસ્તક બહાર પાડ્યું છે. પ્રો. માંકડે એમાં રૂદ્રાધ્યાયના અગિયારે અનુવાક્, મૂળ અને સટીક ભાષાન્તર સાથે આપ્યા છે. છેવટે વૈદિક શબ્દોનો કોશ પણ મૂક્યો છે. ચમકના મન્ત્રોને પ્રક્ષિપ્ત ગણીને અનુવાદ્યા નથી. પ્રો. બુચે 'રૂદ્ર, લિંગ અને શિવસંપ્રદાય' એ શીર્ષક નીચે એક વિદ્વત્તાભર્યો નિબન્ધ લખ્યો છે. આમ પુસ્તકને લોકભોગ્ય તેમજ વિદ્વદ્‌ભોગ્ય બનાવવાનો સબળ પ્રયત્ન લેખકોએ આદર્યો છે, તે બદલ બેઉને ધન્યવાદ આપતાં આનન્દ થાય છે.

નમશ્ચમકની રુદ્રી ખાસ કરીને બ્રાહ્મણોમાં પ્રચલિત છે. એનો નિત્યપાઠ તેમજ અભિષેક કરનારા બ્રાહ્મણો હજુ અનેક છે. પરન્તુ યુગાત્મામાં એવું મૌલિક પરિવર્તન થઈ

ગયું છે કે હવેના યુવકો અર્થ વગરની ક્રિયા કે જ્ઞાન વગરની ઉપાસના તરફ વળે એમ નથી. એવે સમયે આ બે સુશિક્ષિત બ્રાહ્મણ યુવકોએ, રુદ્રીનો ગુઢ રહેલો અર્થ પ્રકટ કરીને તથા રુદ્રોપાસનાનું તત્ત્વ સમજાવીને એક પ્રકારનું ધર્મ રક્ષણનું કાર્ય કર્યું છે. આપણું કર્મકાંડ એવું છે કે પાશ્ચાત્ય શિક્ષણ સારૂં મળ્યું હોય, પણ કુટુમ્બ કે જ્ઞાતિ કે સમાજદ્વારા કોઈ કારણસર આર્ય સંસ્કારો ન મળી શક્યા હોય, તેવાને તેમાં અશ્રદ્ધા ઉપજ્યા વિના ન રહે. અમે કશામાં માનતાજ નથી, હિન્દુ ધર્મેજ હિન્દુસ્તાનનું સત્યાનાશ વાળ્યું છે, અથવા બ્રાહ્મણોજ હિન્દના ખરા શત્રુ છે, ઇત્યાદિ અભિપ્રાયો ધરાવનારા સાધારણ રીતે આ વર્ગના ઘણા હોય છે. પ્રસ્તુત પુસ્તક આવા લોક પર કશી અસર નહિ કરી શકે. પરન્તુ ધર્મથી સાવ વિમુખ નહિ એવો કેળવાયલો વર્ગ પણ નાનો નથી. બ્રાહ્મણોમાં બ્રાહ્મણત્વ રહ્યું નથી, ગોરો સમજ્યા વગર ક્રિયા કરાવે છે, આપણા ધર્મગુરુઓ સુદ્ધાં વેદ વાંચતા નથી, વગેરે ફરિયાદો આ વર્ગમાંથી આવે છે. આવા આસ્તિકોને આ પુસ્તક બધી રીતે ગમે એવું છે. કેવળ નાસ્તિક ન હોય પણ માત્ર તટસ્થ બુદ્ધિવાદી હોય તેવાના હાથમાં પણ એ બેધડક મૂકી શકાય એમ છે.

પુસ્તક ઉઘાડતાં કેટલીક ભૂલો તરફ ધ્યાન ખેંચાય છે તે જરાક જોઈએ. પહેલું તો પુસ્તકનું નામજ 'રૂદ્રાધ્યાય' છપાવ્યું છે, એ ખોટું છે. 'રુદ્રાધ્યાય' જોઈએ. અંદર સર્વત્ર 'રૂદ્ર'જ છપાયો છે એટલે છાપનારનો દોષ કઢાય

એમ નથી. 'પરિશિષ્ઠ' ને છાપભૂલ ગણુશું, પણ 'પાશ્ચિમાત્ય' અને 'ઇચ્છનીય' જેવા અપપ્રયોગો સંસ્કૃત ભાષાનાજ અધ્યાપકોના લખાણુમાં વેરાયલા હોય ત્યારે સરસ્વતીનાં નયનો સજળ ન થાય? 'પાશ્ચિમાત્ય' નહિ પણ 'પાશ્ચાત્ય' એ શુદ્ધ પ્રયોગ છે એ માટે **दक्षिणा-पश्चात्पुरसस्त्यक्** । એ સૂત્ર શું આ વિદ્વાનોને યાદ કરાવવું? કે 'ઇચ્છનીય' સિદ્ધ થઈ શકે એમ નથી કારણુ કે **अनीयर** વિકરણુ ન હોવાથી **इशिगमियमां छः** । એ સૂત્ર લાગતું નથી એ એમને સમજાવવું?

પાશ્ચાત્યને બદલે પાશ્ચિમાત્ય લખાય તો આભ ધરણી પર નહિ તૂટી પડે, એ એકદમ ખરું છે, પરન્તુ આવી સાક્ષરી ચીકણુાઈ કરવાનું અત્રે ખાસ કારણુ છે. વેદનું ભાષાન્તર કરવાનું કામ યોગ્ય વિદ્વત્તા વિના થઈ શકે એમ નથી. સાદા દેખાતા મંત્રોનો અર્થ કરતાં પણુ બહુ પંચાત પડે છે. ભાષા જૂની ને એકજ શબ્દના અર્થ અનેક, એટલે ભાવાર્થ શો હશે તેજ શોધી કાઢતાં ઘણો શ્રમ લેવો પડે છે. તેમાં પણુ જર્મન પંડિતોએ તુલનાત્મક ભાષાશાસ્ત્રની મદદ લઈને શબ્દાર્થ કરવા માંડ્યા ત્યારથી તો સંહિતાનું ભાષાન્તર કેમ કરવું એ પ્રશ્ન અતિશય વિકટ થઈ પડયો છે. મુંબાઈની યુનિવર્સિટીની બી. એ.માં 'શ્રૌત રીડર' ચાલે છે તેના કેટલાક ફકરાઓના અનુવાદ દરેક પ્રોફેસર જૂદી રીતે કરે છે. તેનું કારણુ આજ છે. આવી વસ્તુસ્થિતિમાં વેદમંત્રોનો અર્થ સમજાવવા જે બહાર પડે તે લેખકની યોગ્યતા તરફ પ્રથમ દર્શનેજ વાચકને

શક આવી જાય એવી ભૂલોથી ખાસ સાવધ રહેવું જોઈએ. ખરૂં જોતાં, પ્રો. માંકડે જોખમદારી પૂરેપૂરી સમજીને, જોઈતી કાળજી લઈને પ્રસ્તુત ભાષાન્તર કર્યું છે. વળી એકંદરે તે સફળ પણ થયું છે એટલે આવા પ્રયોગો જોઈ મન વધારે કચવાય છે. બીજી આવૃત્તિ કાઢવાનો શુભ પ્રસંગ આવે ત્યારે એવા દોષો દૂરક રવામાં આવશે એવી આશા દર્શાવશું.

મી. બુચે આરંભમાં નિબન્ધ મૂક્યો છે તેથી પુસ્તકની ઉપયોગિતા વધી ગઈ છે. આપણા સનાતન ધર્મની ઉત્ક્રાન્તિ એટલી વિલક્ષણ રીતે થઈ છે, એના ઉપાસનાપ્રકરણમાં વૈદિક ને પૌરાણિક અંશોનું એવું અદ્ભુત મિશ્રણ થઈ ગયું છે કે આચારપ્રેમી સનાતનીઓને વારંવાર શંકાસમાધાન કરાવવા તદ્વિદો પાસ જવું પડે છે. યુરોપના પ્રાચ્ય વિદ્યાવિશારદો ભારતની સંસ્કૃતિની ઐતિહાસિક સમાલોચનાને બહાને એ પરત્વે કેટલીક વાર એવી કપોલકલ્પનાઓ કરે છે કે શ્રદ્ધાળુ હિન્દુઓના હૃદયને આઘાત થયા વિના રહેતો નથી. આવી પરિસ્થિતિમાં, હિન્દી પંડિતોએ એજ વિષયના સ્વાધ્યાયો હવે પ્રસિદ્ધ કરવા માંડ્યા છે એ આવકારલાયક છે. દુર્ભાગ્યે, બહુધા અંગ્રેજીમાં લખાયલા હોવાથી સાધારણ જનતા સુધી એ પહોંચતા નથી, એટલે મી. બુચનો નિબન્ધ ગુજરાતીમાં છે એટલા કારણસરજ એને વધાવી લઈશું.

રુદ્રની ઉપાસનાના ઇતિહાસ માટે અભ્યાસી તો ડૉ. રામકૃષ્ણ ભાંડારકરના પ્રસિદ્ધ અંગ્રેજી પુસ્તક તરફજ

વળે છે. એ પરથી શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ ગુજરાતીમાં એક પુસ્તક લખ્યું છે તે પણ સરસ છે. તે વાંચવાનો જેને અવકાશ ન હોય તેને પ્રો. બુચનો નિબન્ધ બસ થઈ પડશે. ત્રીસ પાનામાં એમણે વિષયનું સારૂં દિગ્દર્શન કર્યું છે.

રુદ્રની ઉપાસના બહુ પ્રાચીન કાળથી ચાલી આવે છે. છેક ઋગ્વેદથીજ એની શરૂઆત થાય છે. યજુર્વેદ ને અથર્વવેદના સમયમાં તો વિનાશકારી રુદ્રદેવ શિવસ્વરૂપ ગણાઈ ચૂકયા હતા. શતપથ, કૌષીતકી, તૈત્તિરીય અને ગોપથ બ્રાહ્મણમાં અનેક સ્થળો પરથી એમ સ્પષ્ટ દીસે છે કે બ્રાહ્મણ યુગમાં એ દેવ લોકપ્રિય થઈ ગયા હતા. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં તો એમને ખુદ પરમેશ્વર તરીકેજ સંબોધવામાં આવ્યા છે. ડૉ. ભાંડારકરને મતે તો ભગવાન્ વાસુદેવની પૂજા ભારતમાં પ્રચલિત થઈ તે પહેલાં આર્યમાત્રના ઇષ્ટદેવ રુદ્રજ હતા. હજુયે મરતી વખતે આપણે રામરામ બોલીએ છીએ, પરન્તુ લઢતી વખતે હિન્દુ લશ્કર રુદ્રસ્વરૂપ હર હર મહાદેવનીજ ગર્જના કરે છે એ આ વાતનો એક પુરાવો છે.

આવા રુદ્રદેવના સંપ્રદાયમાં હાલના સુશિક્ષિતો રસ લેતા થાય એવી ઇચ્છાથી, પ્રો. બુચે સત્ય કરતાંયે શૈલી પર વધારે ઝોક રાખીને નિબન્ધને બને તેટલો આકર્ષક બનાવવા પ્રયત્ન કર્યો છે. મુનશી કે મેઘાણી યાદ આવી જાય એવો એક એમનો સફાઈદાર ફકરો નમુના તરીકે ટાંકીને બસ કરીશું :

"આ પ્રમાણે વેદકાલિન રૂદ્ર એ જવાંમર્દ આર્યાવર્તની ઇષ્ટ દેવતા હતી. ઘરમાં કે જંગલમાં, શિકારમાં કે લડાઈમાં, ખેતીવાડીમાં કે પશુસંવર્ધનમાં, સોમપાનમાં કે જુગારમાં, એ કાલના સાહસિકના મનથી રૂદ્રનો મહિમા અખુટ હતો. જંગલના કાળોખાં રૂદ્ર નામથી નિસ્ત થઈ જતાં. તાકેલાં નિશાન સપ્ર જાપથી સચોટ લાગતાં, પણછ ખેંચતાં સપ્ર નામથી બાહુમાં બમણું બલ આવતું, ભયંકર પશુઓનો પીછો લેતાં, શિકારી કુતરાઓને પડકારતાં, પાણીપંથી ઘોડાઓને મારી મૂકતાં રૂદ્ર નામથી દુપ્પટ જોમ વછૂટતું. સોમ અને પાસાનાં નિશામાં રૂદ્ર નામથી શતપટ રસ જામતો. એક હાથમાં ખડ્ગ ને બીજા હાથમાં સુગન્ધિ પુષ્પમાળ લઈ નાયિકાને ભેટવા જતા મરણિયા પ્રેમીજનને રૂદ્રનામથી ઉદ્રેક આવતો. દુશ્મનના ધણ ચોરવા નીકળેલા તસ્કરને રૂદ્ર નામથી નિર્ભયતા મળતી! આ પ્રમાણે રૂદ્રની ભયાનકતા પાછળ શૌર્ય છે, ઉદ્રેક છે, સાહસપ્રેમ છે. આશ્વાસન છે. નિર્ભયતા છે, પ્રેમીજનની રસિકતા છે. રૂદ્ર એ તો પ્રેમશૌર્યની અધિષ્ઠાતા દેવતા છે."



'રા. ગુપ્તા'ની નોંધપોથી 'ગુજરાત'માં કકડે કકડે છપાતી, તે આજે પુસ્તકરૂપે પ્રસિદ્ધ થએલી જોઈ સર્વે વિનોદપ્રેમી સાહિત્યરસિકોને આનન્દ થશે. એ છપાવા માંડી તેની સાથે જ એટલી લોકપ્રિય થઈ હતી કે 'રા. ગુપ્તા' એ ઉપનામે લખનાર કોણ હશે તે પરત્વે કંઈ કંઈ કલ્પનાઓ થવા લાગી હતી. આખરે રા. ગુપ્તા કોણ તે એટલું જાહેર થઈ ગયું કે હવે ભાઈ જ્યોતીન્દ્ર દવેને પોતે પાડેલું નામ છોડી દઈને ફોઈએ પાડેલું નામ પાછું અપનાવવું પડ્યું છે!

દરેક લેખકના અક્ષરદેહમાં તેનું વ્યક્તિત્વ ઓછેવત્તે અંશે આવિર્ભૂત થાય છે એ સુવિદિત છે, પણ તેમાંયે હાસ્યરસિક લેખક તો અમુક રીતે પોતાને સહુથી વધારે ખુલ્લો કરે છે. માણસ શા પર હસે છે ને શી રીતે હસે

છે, તે ઉપરથી તો તે કેવો છે તે મુકાબલે વહેલું વર્તાઈ જાય છે; એટલે આ નોંધપોથીજ જો એના લેખકને બહાર ન લાવી શકી હોય તો આ પ્રવેશક શી રીતે એમને બહાર આણુશે, એવી શંકા ઉદ્ભવે છે. એનો ખુલાસો એટલોજ છે કે આ નોંધપોથી રા. ગુપ્તાએ લખેલી હોવાથી એમાં રા. ગુપ્તા બહાર આવ્યા છે, પણ રા. ગુપ્તા શ્રી. જ્યોતીન્દ્ર દવે વિશે ખાસ માહિતી આપી શક્યા નથી, તે આ પ્રવેશકમાં આપવા ધારણા છે. એ મેળવવાની જેને પરવા ન હોય, તેણે આ પ્રવેશક વાંચવાની પરવા ન કરવી.

ભાઈ જ્યોતીન્દ્ર દવે સુરતના વડનગરા નાગર બ્રાહ્મણ છે. વીર કવિ નર્મદના ઉચ્ચ ગોત્રમાં એમનો જન્મ થયો છે. એમના પિતા શ્રી હરિહરશંકર ઘણા સુશિક્ષિત હતા. છેક ગયા જમાનામાં તેઓ એલએલ. બી. થયા હતા. દુર્ભાગ્યે, એમના બચપણમાં જ તેઓ કૈલાસવાસી થયા એટલે તેમના સંસ્કારો એમના પર ઝાઝા પડી ન શક્યા. એમના ઘરની સામે સુરતની સંસ્કૃત પાઠશાળા છે. તેની જમણી બાજુએ નર્મદનું પ્રખ્યાત ‘સરસ્વતીમન્દિર’ છે, ને ડાબી બાજુએ દ્વારકાપીઠના શંકરાચાર્યના ઇષ્ટદેવનું નામસ્મરણ કરાવનાર શ્રીચન્દ્રમૌલીશ્વરનું મન્દિર છે. એમનો સંસ્કૃતમાં પ્રથમ પ્રવેશ એ પાઠશાળા દ્વારાજ થએલો. પરન્તુ સંસ્કૃત સાહિત્ય અને ધર્મ પ્રત્યે એમને અભિરુચિ થઈ તે આ બધાંને પરિણામે નહિ. એનું મુખ્ય કારણ તો એમના માતામહ કે. છબિલારામ દીક્ષિત હતા. સુરતમાં પાંચ ‘દદ્દા’ કહેવાતા, તેમાંના એક દોલતરામના તે પુત્ર થાય. તેઓ સંસ્કૃતના

સારા જ્ઞાતા હતા અને વૃદ્ધાવસ્થામાં સાવ ધર્મપરાયણ જીવન ગાળતા હતા. તેમના ઘણા સંસ્કારોનાં ફળ એમના જીવનમાં તેમજ લખાણમાં દેખાય છે.

મૅટ્રિક થયા પછી એ સુરત કૉલેજમાં ગયા. ત્યાં પણ એમના પર મુખ્ય અસર સાહિત્ય અને સંસ્કૃતનાજ બે વિદ્વાન અધ્યાપકોની પડી—એક પ્રિ. રાજવાડેની ને બીજી પ્રો. મોહનલાલ દવેની. કૉલેજમાં એમના ઇષ્ટ મિત્રોનું એક મંડળ ધીરે ધીરે બંધાયું. 'ઑલ ટૅલન્ટ્સ કલબ' એવું તેનું નામ યથાર્થ છે. તેમાં કોઈ સાહિત્યનો તો કોઈ ઇતિહાસનો, કોઈ ચિત્રકળાનો તો કોઈ અભિનયકળાનો, તો કોઈ કેવળ જીવનકળાનો, એમ વિવિધ વિષયોના ઉપાસકો છે. એ વિચક્ષણ મંડળે ભાઈ જ્યોતીન્દ્રની વિનોદશક્તિના વિકાસમાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે.

એ અરસામાંજ એમણે વિનોદમય રેખાચિત્રો લખવાથી શરુઆત કરી. એ રેખાચિત્રોમાં વસ્તુની ખામી રહેતી. તેમાં બનાવો કંઈ બનતા નહિ. વ્યક્તિગત આક્ષેપ તેમાં ક્વચિત્ આવી જતો ખરો, પણ બહુ નહિ. વાક્પ્રહાર કરતાં વાગ્વિહાર તરફ એમનું વલણ વધારે રહેતું. આ સુલક્ષણના બીજમાંથી એમનું રમ્ય વિનોદવૃક્ષ ઊગ્યું છે તે આજે ચોમેર પોતાની સૌરભ ફેલાવી રહ્યું છે. નવલરામની શૈલીની શિષ્ટતા છેક એ સમયે એમનામાં પ્રગટ થતી હતી. રમણભાઈના 'ભદ્રંભદ્ર'ની છાપ પણ ચોકખી દેખાતી. હવે એમની કૃતિઓ એવું વિશિષ્ટ સ્વરૂપ પામી છે કે હાસ્યકાર તરીકે

એ બેમાંના એકની પણ સાથે એમની તુલના કરવી યુક્ત નથી. કેમ તે જરાક જોઈએ.

નવલરામકૃત ‘ભટનું ભોપાળું’ એ હાસ્યરસનું લોકપ્રિય પુસ્તક છે, પણ એ એમની મૂળ કૃતિ નથી. મોલિયરની એક પ્રસિદ્ધ કૃતિની એ અનુકૃતિ છે. એટલી સફળ અનુકૃતિ ગુજરાતીમાં મળવી મુશ્કેલ છે. એ સફળતા આણવાને એમણે આપણી તે સમયની રંગભૂમિનું વાતાવરણ અંદર જમાવ્યું છે. આમ કરવા જતાં એની ભાષા અનેક સ્થળે ગ્રામ્યતા ને પ્રાન્તિકતાથી દૂષિત થઈ છે. અલબત્ત, એથી હાસ્યરસને પુષ્ટ કરે એવી તાદૃશતા આવી છે પણ એ તાદૃશતા યે સુરત કે ભરૂચ જિલ્લાના વાચકો કે પ્રેક્ષકો જેટલી બીજા ગુજરાતીઓ અનુભવી શકતા નથી. વળી મૂળ કૃતિ ફાર્સ હોવાથી નવલરામનો હાસ્યરસ સ્થૂળ બની ગયો છે. ભાઈ જ્યોતીન્દ્રનો હાસ્યરસ એકંદરે એટલો સૂક્ષ્મ છે કે નવલરામ જેવા સાથે એમને હાસ્યકાર તરીકે સરખાવ્યાથી હવે કશો અર્થ સરે એમ નથી.

રમણભાઈની સાથે એમને સરખાવીએ તો ? બેઉ સુરતના છે, બેઉ નાગર છે, બેઉએ વિવેચનો લખ્યાં છે, બેઉ શરીરે દુર્બળ છતાં વૈયક્તિક શિષ્ટતા ને સામાન્ય સંસ્કારિતામાં ‘કોઈ કોઈના ગાંજ્યા ન જાય એમ એકએકથી બળિયા છે’ એ સાચું; પરન્તુ એવાં આકસ્મિક સામ્યોને અવલંબી તુલના કરવી યુક્ત નથી એટલું જ નહિ, એમ કરવું પ્રાપ્ત પણ નથી થતું. એ બે હાસ્યકારોમાં માત્ર દૃષ્ટિ-ભેદ જ નથી, પ્રકૃતિભેદ છે ને તે પણ એટલો મૂલગામી

છે કે બેઉના પરિચયમાં ન આવ્યા હોય તેમને એ ભેદની યથાર્થ પ્રતીતિ કરાવવી એ બહુ વિકટ છે. સાહિત્યપ્રણાલિકા અનુસાર આપણે હવે 'રમણભાઈ' એમ એમને સંબોધીએ છીએ પણ સરકારને દફતરે તો એમનું આખું નામ 'ધી ઑનરેબલ રાવબહાદૂર સર રમણભાઈ નીલકંઠ સી. આઈ. ઈ.' એમ હતું. ભાઈ જ્યોતીન્દ્રના સારા પરિચયમાં આવેલી કોઈ પણ વ્યક્તિ એમને 'ધી ઑનરેબલ રાવ બહાદૂર સર જ્યોતીન્દ્ર દવે સી. આઈ. ઈ.' એ રીતે કલ્પીજ નહિ શકે. એ બેઉનાં જીવન જુદાં છે, જીવનદર્શન જુદાં છે, હૃદયની વૃત્તિઓ જુદી છે, ચિત્તની અભિવૃત્તિ જુદી છે. બેઉની કલા પણ પરસ્પર અપ્રમેય છે. રમણભાઈમાં પરિહાસ કરતાં ઉપહાસ વધારે છે, જ્યોતીન્દ્રમાં ઉપહાસ કરતાં પરિહાસ વધારે છે. એ બેને સરખાવવા જતાં ક્યાંક અન્યાય થઈ બેસવાનો ભય રહે છે.

હરેક હાસ્યકારની કૃતિઓને તેના વ્યક્તિત્વ સાથે પણ એટલો સમ્બન્ધ હોય છે કે આટલું સ્પષ્ટીકરણ આવશ્યક હતું. ભાઈ જ્યોતીન્દ્રની લેખનપ્રવૃત્તિનો હજુ તો પ્રારંભ થયો છે. આગળ જતાં એમની કલા કઈ કોટિએ પહોંચશે તેની અત્યારથી કલ્પના કરવી દુર્ઘટ છે. પણ એમના વિનોદનાં લાક્ષણિક તત્ત્વો એટલા પ્રમાણમાં બહાર આવી ગયાં છે કે તે વિષે કંઈક કહેવું અત્રે પ્રાપ્ત થાય છે. એમના હાસ્યરસનું પૃથક્કરણ કરવું એ તો શસ્ત્રવૈદ્યને પ્રિય સ્વજન પર પ્રયોગ કરવો પડે તેવી આપત્તિ છે. તેમાં નહિ પડીએ. માત્ર એમનાં મુખ્ય લક્ષણો જોઈ સંતોષ માનીશું.

પ્રથમ આ નોંધપોથીજ લઈએ. સાહિત્ય એ નાનપણથી જ એમનો પ્રિય વિષય હતો અને એમ. એ. થયા પછી, સાહિત્યનું કાર્ય અને સાહિત્યપરિષદ્‌નું કાર્ય એ બેમાં જ સમય ગાળવાનો એમને સદ્‌ભાગ્યે પ્રસંગ આવ્યો. એજ અરસામાં આ નોંધપોથી એમણે લખવા માંડી એટલે એનો વિનોદ પ્રધાનતઃ સાહિત્યિક છે. એમાં 'બાદશાહી કમિશન' 'ઠરાવ' 'એક આદર્શ સમિતિનો અહેવાલ' 'કાલબળ' એ ચારપાંચ નોંધો જાહેર જીવન પરત્વે છે. 'લગ્નવિરોધ' 'ઉદરનું મહત્ત્વ' જેવી સંસારવિષયક નોંધો અથવા 'પરોપકારવૃત્તિ' 'ભૂલકણાપણું' જેવી જનસ્વભાવને લગતી નોંધો જૂજ છે. એ સિવાયની લગભગ બધીજ નોંધો સાહિત્યવિષયક છે. સાહિત્યિકતા એજ હજુ એમના વિનોદનું પ્રધાન તત્ત્વ છે. સાહિત્યપ્રેમીઓએ એમની કદર સહુથી પહેલી કરવા માંડી તેનું કારણ પણ આ જ છે.

આત્મલક્ષિતા એ એમના વિનોદનું બીજું લક્ષણ છે. નોંધપોથીમાંની કેટલીક નોંધો હળવી શૈલીના નિબન્ધોને મળતું સ્વરૂપ ધારણ કરી લે છે. એવું રૂપ આપવાનો એમણે ખાસ પ્રયત્ન નથી કર્યો તેથી આ ખૂબી અણધારી આવી ગઈ છે, પણ એનું મૂળ એમની આત્મલક્ષી શૈલી છે. વર્ણ્ય વિષય કરતાં આત્મસ્થ વિનોદના તત્ત્વનું વિષય પરત્વે આરોપણ કરવાની એમની ખાસિયત આ નોંધપોથીમાં સ્થળેસ્થળે બહાર આવે છે. એ દ્વારા હાસ્યની કેવી છોળો એઓ ઉડાવી શકે છે એ વર્ણનનો વિષય નથી. મૂળ વાંચ્યાથી જ એનો ખ્યાલ આવી શકે.

પ્રાસાદિકતા એ એમની વિનોદકળાનું ત્રીજું લક્ષણ છે. આમાંની ઘણીખરી નોંધો એકી બેઠકે અને થોડીએક તો ઊભાંઊભાં બહુજ ઝડપથી લખી નંખાએલી છે. પરિણામે કેટલીક નોંધો સામયિકોમાં જ શોભે એવી થઈ ગઈ છે; પણ સમગ્રદૃષ્ટિએ જોઈશું તો લગભગ બધે નિષ્પ્રયત્ન લાવણ્ય વિલસી રહ્યું છે એમ લાગશે. પ્રાસાદિકતાનો જ આ પ્રતાપ છે. નોંધપોથીમાં કંઈકંઈ જગાએ અગંભીર વસ્તુનું ગંભીર દૃષ્ટિએ નિરૂપણ કરીને ભાઈ જ્યોતીન્દ્ર ગંભીર જનોનાં ગાંભીર્ય કેવી સિફ્તથી મુકાવી દે છે તે જોનારને એમની પ્રાસાદિકતા એટલે શું તે સમજાવવું નહિ પડે.

આ નોંધપોથી ઉપરાંત એમણે ઘણું લખ્યું છે, તે બધાંની સમીક્ષા કરી હાસ્યકાર તરીકે એમને કયું સ્થાન આપવું તે નક્કી કરવાનો સમય આવ્યો નથી. છતાં આ અંગે બે પ્રશ્નો તરફ સહેજ અંગુલિનિર્દેશ કરશું.

ભાઈ જ્યોતીન્દ્રના વિનોદમાં મૌલિકતા કેટલી છે, એ પ્રશ્ન પ્રથમ લઈએ. મૌલિકતાનો વિષય એટલો ચર્ચાસ્પદ છે કે એના વિખવાદમાં ન પડતાં એટલું જ કહીશું કે સર્વ મૌલિકતા સાપેક્ષ છે. ખેડુત બીજ ખરીદી લાવી પોતાના ખેતરમાં વાવે ને પાક ઉતારે તે તેનો જ કહેવાય. માળી કોકની કલમ લાવી પોતાના બાગમાં રોપે ને જે ફૂલ થાય તેનો તે માલિક છે. પણ પ્રદર્શનમાં જુદા જુદા ધણીનાં કુંડાં ભેગાં કરીને મૂક્યાં હોય તે પર તો તેમનાં નામની ચિઠ્ઠીજ ચોડવી પડે. પ્રદર્શન ભરવાનું માન પણ છે, ને તે મળે તો ઓછું નથી. પરન્તુ પારકું ખેતર પોતાનું જ

હોય એવી ઢબ કરવી એ અપ્રામાણિકતા છે; ને પારકી વાડીના માલિક થઈ પડવું એ તો ચોકખી ચોરી જ લેખાય. મૌલિકતાનો મામલો પણ આવો જ છે. ભાઈ જ્યોતીન્દ્ર કોઈક વાર માર્ક ટ્વેઈન કે સ્ટીવન લીકૉકનાં વિચારબીજ ઉપાડી લાવે છે, ક્વચિત્ ડિકન્સ કે એવા કોકની કલમ પણ કાપી લાવે છે, પરન્તુ પારકો માલ પોતાનો છે એવું બતાવતા એમને જાણ્યા નથી.

બીજો પ્રશ્ન એ છે કે એમનામાં ઉચ્ચ પ્રકારનો વિનોદ, જેને કોઈ પરિહાસ કહે છે તો કોઈ મર્મવિનોદ કહે છે, તે કેટલો છે? અંગ્રેજી સાહિત્યમાં, આ અંગે 'વિટ' અને 'હ્યુમર'નો ઝીણો ભેદ કાઢી તેને આધારે લેખકની તુલના કરવાની પદ્ધતિ પ્રચલિત છે. એ બે અંગ્રેજી શબ્દો માટે 'નર્મ' અને 'મર્મ' જેવા ગુજરાતી શબ્દો પણ યોજાયા છે. પરન્તુ એ અંગ્રેજી શબ્દોના અર્થભાર ગુજરાતી વાચકોને સુપરિચિત નથી તેથી એ પાશ્ચાત્ય પદ્ધતિ પાછળ રહેલો મૂળ સિદ્ધાન્ત જરા જોઈએ. તે એટલો જ છે કે જીવનની કોઈ સુચિન્તિત ફિલસૂફી હાસ્યકારમાં હોય ને તદનુસાર અન્તઃકરણનો અવાજ સાંભળી તે વિનોદપ્રવૃત્તિ આદરે ને જે નિષ્પન્ન થાય તે પરિહાસ; અને એ અવાજ સંભળાય છે કે નહિ તેની પરવા કર્યા વગર, તે કેવળ હાસ્યનિષ્પત્તિ માટે જ મથતો હોય તેનું જે પરિણામ આવે, તે બીજું ગમે તે હોય પણ પરિહાસ નહિ. આ સિદ્ધાન્ત ભાઈ જ્યોતીન્દ્રનાં લખાણોને લાગુ પાડી અત્યારે આમ કે તેમ છેવટનો અભિપ્રાય આપી દેવો એ યુક્ત નથી. ને તોય

એમના વિનોદમાં પરિહાસનું પ્રાધાન્ય રહેશે એટલું કહેવાની હિંમત કરી શકાય એમ છે. બે કારણસર આ ધારણા તરફ મન ઢળે છે.

કટાક્ષ તરફ એમનું ખાસ વલણ નથી એ પહેલું કારણ છે. અલબત્ત, કટાક્ષનો અત્યન્તાભાવ કોઈ પણ હાસ્યકારમાં હોય એ ઇષ્ટ નથી, પણ કટાક્ષ ને પરિહાસ વચ્ચે આસમાન–જમીન જેટલું અંતર છે. ભાઈ જ્યોતીન્દ્રે કટાક્ષકળામાં પણ નૈપુણ્ય બતાવ્યું છે. જે વસ્તુના કે વસ્તુસ્થિતિના એ પ્રબળ વિરોધી હોય તેનું કટાક્ષમય સમર્થન કરવા પ્રવૃત્ત થાય છે ત્યારે તો એ કમાલ કરે છે. પણ સાધારણ રીતે અમુક વ્યક્તિ કે વર્ગ તરફ સમભાવનો સર્વથા અભાવ હોય ત્યારે જ લેખક કટાક્ષ તરફ વધારે આકર્ષાય છે. ભાઈ જ્યોતીન્દ્ર ગુલાબી માણસ છે. એમને કોઈ પર ખાસ અભાવ નથી. એ કટાક્ષ કરે છે તેમાં યે કડવાશ ઝાઝી નથી હોતી. नागनागरयोर्मध्ये वरं न गो न नागरः। એ ઉક્તિને સાચી પાડે એવો દંશ તો એમનામાં કદી નથી હોતો!

એમના હાસ્યરસની સૂક્ષ્મતા એ એવું જ બીજું કારણ છે. સ્થૂલ હાસ્યરસ પણ એ નીરાંતે રેલાવે છે. પરન્તુ એકંદરે એમનો ઝોક સૂક્ષ્મતા તરફ છે. અનેક ઉદાહરણો આપીએ ત્યારે આ સાબિત થાય, પણ એનો અત્રે અવકાશ નથી તેથી એમની સૂક્ષ્મતાના પ્રકારો જરા જોઈશું. કેટલીક વાર નીતિ કે સત્યથી ઉલટીજ વસ્તુના પાયા ઉપર એકાદ આશ્ચર્યજનક કલ્પનાનું ચણતર એ ચણવા માંડે છે ને જે ક્ષણે તે ચણતર પૂરું થાય છે તેજ ક્ષણે, એક

પાસથી ઓચિન્તું આખું પોકળ એ ખુલ્લું પાડી નાંખે છે ને બીજી પાસથી તે પર હસવાની ફુરસદ પણ ન મળે એટલી ત્વરાથી અચરજની પરમ્પરા એ આપણા ઉપર છોડે છે. વિનોદકળામાં અચરજની કરામત જાણીતી છે પણ તેમાં આવી રીતે ઝીણવટ આણનારા વિરલ છે. અત્યુકિતની કળામાં એમની પીંછી ઉલટી રીતની સફાઇથી ફરે છે. પ્રમાણભાન ન રહે તો એથી વિનોદ સ્થૂલ થઈ જાય તેથી એ તેમાં લાઘવ સાધે છે! વિનોદપ્રસંગે અચ્છો અભિનેતા પણ એમજ પોતાની ચેષ્ટામાં એક પ્રકારનું અક્કડપણું આણે છે. લાગણીનો અભિનય નહિ પણ તેની માત્ર બાહ્ય ચેષ્ટાઓ થાય છે એવું સઘળા પ્રેક્ષકોને ભાન ઉપજે એટલોજ અક્કડ તે બને છે. એમાં તે અભિનેતા જેવી ઝીણવટ આણે છે તેવીજ ખૂબી ભાઈ જ્યોતીન્દ્ર કરે છે. એમની અત્યુક્તિમાં અતિકૃતિ હોતી નથી. આ એમની એક વિલક્ષણતા છે.

પ્રતિકૃતિ વડે ઉપહાસ કરવો એ રમતની વાત લાગે, પણ એમ નથી. ભાઈ જ્યોતીન્દ્રની પદ્ધતિ એમાં પણ ન્યારીજ છે. કવિની અમુક કૃતિની નહિ પણ તેમની આખી શૈલીનીજ પ્રતિકૃતિ એ રચે છે. ઝીણી વિવેચનબુદ્ધિ વિના આમ કરવું અશક્ય છે. પણ ઉપહાસનો એમને બહુ શોખ નથી. વિવેચનનો એમને ખાસ શોખ છે, તેથી વિનોદાત્મક વિવેચનોમાં એમની કળા સૂક્ષ્મતાની પરકાષ્ઠાએ પહોંચે છે. સાહિત્યક્ષેત્રના તરવારિયાઓ તરફ એ પોતાનું વિનોદખડ્ગ ચમકાવે છે ત્યારે એવી અનેરી છટાથી તેને ફેરવે છે કે રસિક જનો પર એમની પ્રભાવન્તી મર્મદૃષ્ટિની ચમત્કારિક

અસર થયા વિના રહેતી નથી. એ વેળા પ્રતીતિ થાય છે કે એમનો વિનોદ પ્રસંગોત્પન્ન કવચિતજ હોય છે અને વસ્તુતઃ વિષયોત્પન્ન હોય ત્યારે પણ તત્ત્વતઃ તો તે આત્મોત્પન્નજ હોય છે. સારાંશ, એમના પરિહાસનાં મૂળ વર્ણનમાં કે માત્ર અવલોકનમાં નહિ, પણ એમના સમગ્ર જીવનદર્શનમાંજ ઓતપ્રોત થએલાં છે. આથીજ એમ આશા પડે છે કે એમનું હાલનું સમસ્ત વાતાવરણ પ્રભુકૃપાથી ચાલુ રહેશે તો એમની વિનોદકળા પર્યન્તે પરિહાસપ્રધાન નીવડશે. આથી વધુ શું કહેવાય?

હવે જરાક દોષદર્શન પણ કરીએ! ભાઈ જ્યોતીન્દ્રના જીવનદર્શનમાં બે ઊણપો છે. પ્રથમ એ કે એમની દૃષ્ટિ સાહિત્યમુખી છે તેટલી સંસારમુખી નથી. આથી એમની કળામાં ખામી આવે છે. પાત્રોનું સર્જન એમનામાં નહિવત્ છે. ભદ્રંભદ્ર કેવો હશે તે કલ્પી શકાય છે. રા. ગુપ્તા કેવા હશે તેનો ખ્યાલ આવતો નથી. પણ અત્રે વક્તવ્ય એ નથી. હાસ્યકાર કંઈ નવલકથાકાર નથી કે પાત્રનું સર્જન આવશ્યક બને. વકતવ્ય એ છે કે સાહિત્ય જીવન નથી પણ તેનું પ્રતિબિમ્બ છે એટલે ભાઈ જ્યોતીન્દ્રનું પાત્રસર્જન તરફ હજુ ધ્યાનજ નથી ગયું. એ દિશા એઓ પકડે એમ ઇચ્છીશું. વળી, વિષયોનું વૈવિધ્ય પણ પહેલી નજરે લાગે છે એટલું એમનામાં નથી. રીતિનું વૈવિધ્ય એમનામાં ઓછું છે એ આનો પુરાવો છે. સાહિત્યમાં અનેક વિષયો છે પણ સંસારના અસંખ્ય વિષયોમાં તો સાહિત્ય આખરે એકજ વિષય છે. હાસ્યકારની દૃષ્ટિ સમસ્ત

સંસાર પર ફરતી થાય તોજ તેની કળામાં સાચું વૈવિધ્ય આવી શકે.

ભાઈ જ્યોતીન્દ્ર સંસારવિષયક હાસ્યલેખોમાં પણ ભારી રમુજ કરી શકે છે પરન્તુ તે વેળા એમના જીવન–દર્શનની બીજી ઊણપ બહાર આવી જાય છે. તે એ કે સ્રીવિષયક વિનોદ એમનાં એવાં લખાણમાં હોતો નથી. આનાં બેજ કારણો અત્રે ગણાવશું. એક આપણું અંગ્રેજી શિક્ષણ. અંગ્રેજી હાસ્યકારો, કોણ જાણે કેમ, ફ્રેન્ચ લેખકો જેવી ગમ્મત સ્રીવિષયમાં નથી કરી શકતા. આપણામાં અંગ્રેજી સાહિત્યનોજ અભ્યાસ મુખ્યત્વે થતો હોવાથી, આપણા હાસ્યકારો ફ્રેન્ચ સાહિત્યની એ દિશા હજુ પકડી શકયા નથી. બીજું કારણ આપણું આપણી સ્રીઓ પ્રત્યેનું બદલાયલું દૃષ્ટિબિન્દુ છે. આર્ય સ્રીની દશા ખરેખરી કરુણાજનક હતી. તેમાં ફેરફાર થવા લાગ્યો છે એ ખચિત વધાવી લેવા જેવું છે, પરન્તુ તેનું એક અણધાર્યું પરિણામ પણ આવ્યું છે. પત્નીનું નારીત્વ એ માત્ર સ્વીકારવાનું છે–સત્કારવાનું છે તો તેનું આર્યત્વ. પણ આ મહત્ત્વનો ભેદ સાવ ભૂલી જઈ આપણા નવા પતિઓએ પત્નીના નારીત્વ-નેજ સત્કારવા માંડ્યું છે. દેવો રમતા થશે એવી આશામાં કેટલાક તો તેના દોષોને પણ પૂજે છે! નારીના પ્રાકૃતિક દોષોનો ઉપહાસ કે પરિહાસ થાય તે આ નવો પતિવર્ગ ખમી શકતો નથી. પરિણામે, મધ્યયુગીન રણવીરો સ્રી પર તલવાર ચલાવતા નહિ, તેમ આપણા અદ્યયુગીન હાસ્યવીરો સ્રી પર કલમ ચલાવતા નથી.

ભાભીનાં મહેણુાંથી પર પ્રાન્તમાં ચાલ્યા ગએલા ભૈયાઓનું વસતિપત્રક થયું નથી પણ એ કરવા જેવી બાબત છે. એ ભાઈ જ્યોતીન્દ્રની જાણુબહાર નથી છતાં એ પણ સામાન્ય લોકપ્રિયતાને પંથેજ અત્યાર સુધી ચાલ્યા છે. પુરુષોના સ્વભાવમાં વૈચિત્ર્યદોષ હોય છે તેની એઓ સારી પેઠે ખબર લે છે. આ નોંધપોથીમાં 'સન્તતિનિયમન'ના લેખમાં ખુદ પરમેશ્વરની પણ એમણે ખબર લીધી છે—પુરુષ મંત્રદ્રષ્ટાઓએ એને પણ પુરુષજ કલ્પ્યો છે ને? પણ સ્ત્રીથી નથી ડરતા તેટલું સ્ત્રી પર લખતાં એ ડરે છે! સંસાર કંઈ જ્યોતીન્દ્રના—સૂર્યના રથની પેઠે એકચક્રી રથ નથી. એને તો બે પૈડાં છે—સ્ત્રી ને પુરુષ. ભાઈ જ્યોતીન્દ્ર વિનોદક્ષેત્રમાં એકચક્રે ભ્રમણ કરે છે તેથી એમની કળા અર્ધવિકસિત રહી છે. પર્યન્તે એ પાંગળી ન બની જાય તે ખૂબ જોવાનું છે. જગતના હાસ્યકારો બેઉ પૈડે પ્રગતિ કરી રહ્યા હોય તેમની સામે ભાઈ જ્યોતીન્દ્ર એરંડો રમે એ કંઈ ચાલે? વિનોદનિષ્પત્તિ એ ખાસ પુરુષોની કળા છે એટલે સ્ત્રી સ્વાભાવિક રીતેજ સર્વ હાસ્યકારોનું પ્રિય પાત્ર બની છે. તેનો પરિત્યાગ સંન્યાસીને શોભે. ભાઈ જ્યોતીન્દ્ર કંઈ સંસારથી વિમુખ નથી. એ તેનું સર્વાંગદર્શન કરતા થશે ત્યારે જ એમની કળા પૂરેપૂરી ખીલશે.

હવે ભાઈ જ્યોતીન્દ્રની ભાષાશૈલીનું દિગ્દર્શન કરીને આ પ્રવેશક સમાપ્ત કરશું. એમની વાણી સંસ્કારી છે. એમાં કંઈક સુરતી મરોડ છે ખરો, પણ તે એમના વિનોદને વેગ આપે છે, પ્રાન્તિકતાની ખીણમાં એમને ઉતારી દેતો

નથી. એમની ભાષા શુદ્ધ—અત્યન્ત શુદ્ધ છે. એમની લખાવટ સાધારણ રીતે સરળ હોય છે, પણ પ્રસંગે એ તેને બહુશ્રુત પંડિતના જેવી સંસ્કૃતમય બનાવી શકે છે. 'હજામતની કલાની કદર' વાંચ્યાથી એમની આ કલાની કદર તુરત કરી શકાશે. એમની શૈલી શિષ્ટ છે. એના એકધારા પ્રવાહમાં બળ કરતાં વેગ વધારે પ્રવર્તે છે, ને તોય એનાં વહેણ રોચક હોય છે. કવચિત્ તે દ્યોતક પણ નીવડે છે. ક્યાંક સીધી તો ક્યાંક સૂચક, ક્યાંક રમતિયાળ તો ક્યાંક ગંભીર, ક્યાંક તળપદી તો ક્યાંક પારિભાષિક, એમ પ્રસંગ તથા વિષયને અનુરૂપ થવાને મથતી એમની શૈલી સર્વદા પ્રસન્નમુખી હોય છે. સુરેખતા કરતાં સુઘડતા એમાં વધુ વર્તાય છે. અર્થાન્તરન્યાસ આદિ અલંકારોની સહાયથી એ તેમાં વૈવિધ્ય પણ આણે છે. લાઘવ એ એમની શૈલીનું આભૂષણ છે. ભાષાજ્ઞાનથી મેળવેલી એ સિદ્ધિ નથી. પ્રભુનો જ એ પ્રસાદ છે. થોડા શબ્દોમાં એ ઘણી અસર ઉપજાવે છે એટલું જ નહિ, કેટલીક વાર માત્ર શલીના લાઘવદ્વારાજ એ વિનોદની નિષ્પત્તિ કરે છે. આ પ્રકારની ખૂબી માટે તો ઠેઠ મોલિયરને યાદ કરવો પડે એમ છે. અમુક કક્ષાની નીચે એમનો વિનોદ કદી જતો નથી એ એમનું ગૌરવ છે. અથવા બીજી રીતે કહીએ તો એમના વિનોદની શિષ્ટતા એજ એમની વાણીની વિશિષ્ટતા છે.

ખૂણામાં બેઠેલો અજાણ્યો ગવૈયો કોક અવનવો સૂર છેડે ને ગવૈયાની મહેફીલ વાહ વાહ કરી ઊઠે, તેવી જ અસર ભાઈ જ્યોતીન્દ્રની વિશિષ્ટ વાણી પ્રથમ સંભળાઈ

ત્યારે થએલી–પણ સાહિત્યમહેફીલના ગવૈયાઓ ઉપરજ. બિનસમજદારની રીત ન્યારીજ હોય છે. સંગીતના જલસામાં એક સજ્જન આવતા. તેમને એવી ટેવ કે કોઈ પણ ગાયન શરુ થાય કે તુરત તેનો રાગ ને તાલ કયો તે કોઈ જાણુ-કારને પૂછી લે. તે જાણ્યા પછી આસપાસ જેટલા ઓળખીતા બેઠા હોય તેમને કહી વળે કે રાગ ફલાણો છે ને તાલ ફલાણો છે. આમાં તેમનો એટલો વખત જતો કે એટલામાં પેલું ગાયન પૂરું થઈ જતું! વળી એ ખબર પહોંચાડતાં તે એટલી ગડબડ મચાવી મૂકતા કે સમજદારોને બહુ ખલલ પડતી. આખરે તેમના ધ્યાન પર લાવવું પડ્યું કે કોઈ પણ ગાયનનો રાગ ને તાલ જાણ્યા પછી પણ તે સાંભળવું તો બાકી જ રહે છે. આ પ્રવેશક પરત્વે પણ એવું જ કહેવાનું છે. જ્યોતીન્દ્ર કોણ છે ને એમનો વિનોદ કેવો છે તે જાણ્યા પછી પણ આ પુસ્તક વાંચવાનું બાકી રહે જ છે. એ વાંચ્યા વિના જ્યોતીન્દ્રની વિનોદજ્યોતિ કેવી ઝગઝગે છે તેનાં દર્શન નહિ થાય.

